# દેવને કેવી રીત શોધવો

શેરવુડ એડી કૃત.

---


અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરી

છપાવી પ્રસિદ્ધ કર્તા

**ખુશાલભાઈ પુંજાભાઈ**

એમ. ઇ. મિશન સ્કુલ.

નડીઆદ.



પ્રત ૫૦૦ આવૃતિ ૧લી સને ૧૯૨૩

---

ધી શારદા વિજય પ્રી. પ્રેસમાં શા. હરજીવનદાસ અમરસીએ છાપી—અમદાવાદી બજાર; નડીઆદ.

---

કિંમત રૂ. ૦-૩-૦.

# પ્રસ્તાવના.

મહાન ચક્રવર્તી સર્વગુણ સંપન્ન, વ્યોમ, વૃક્ષ, પશુ પ્રાણિમાત્ર તથા પૃથ્વીના ઉત્પાદક ત્રિધન્ય, જેના અનંત, અપાર અને અપૂર્વ સદ્દગુણો છે; તથા જેની કૃપાનું સંપૂર્ણ, ઉંડાણુ, મંડાણુ અને વિસ્તાર અવર્ણ્ય છે, તેનો અપાર મહિમા પ્રદર્શિત કરવાનો મારો આ જુજ પ્રયાસ છે. આ નાની ચોપડીનું ભાષાંતર કરતાં મારો હર્ષ ઉભરાઇ જાય છે, કારણ કે ઘણા લાંબા સમયથી હું તેના રાજ્યની સુવાર્તાનો યત્કિંચિત ભાગ પ્રેકટ કરવા ચાતકની પેઠે વરસાદના જેટલી રાહ જોતો હતો.મારે જણાવવું જોઇએ કે આ મારા કરેલા પ્રયાસમાં ભૂલો પણ હશે, પરન્તુ " માણુસ માત્ર ભૂલને પાત્ર " એ અનિવાર્ય કહેવતાનુસાર મારા પ્રિય ગુણીવાચકગણુ સખીહૃદયે ખ્રિસ્ત ઇસુમાં તે દરગુજર કરવા અભિદ્રષ્ટથી તે પ્રત્યે નિહાળશે એવી મારી શુભાકાંક્ષા છે.

નથી મારામાં વકતૃત્વ, પાંડિત્ય કે લેખિનીનું પ્રાબલ્ય, પણ હું જે એક એઠા, ગંધાતા અને તદ્દન નકામા ઠીબારૂપ છું, તેને સર્વશકિતમાન દેવ, ઉપયોગમાં લઇ ખ્રિસ્તની જે સુગંધિત પુષ્પવાડી તેના છોડોને પાણી પીવાડવાના સાધન તરીકે વાપરવા ઇચ્છે છે તેના નામની અનાદ્યાનંત સ્તુતિ હો. જે તત્વ છે તે પરખાવુંજ જોઇએ. એને માટે

નથી વાજાં વગડાવાની કે ઘંટ વગાડવાની જરૂર, યા શંખ કે શરણાઇ પુંકવાની તથા રસ્તાના નકામાં ઉભા રહી બરાડા પાડવાની જરૂર પણ નથી. " ગુણીવાચકગણને નિખાલસ હૃદયથી મારી એટલીજ વિનંતી છે કે તેમણે આ નાની ચોપડી સંપૂર્ણ મનથી વાંચવી. " મધની મધુતા ચાખનારને જણાય છે, ઉપલક દ્રષ્ટિ ફેંકવાથી નહિ. જો કે સર્વ તત્વો (સોનું, રૂપું, લોઢું) વિઘરાઈ જાય, આકાશ અને પૃથ્વી નષ્ટ થાય પરન્તુ દેવની જે વાત તે ચિરકાળ પર્યંત રહેશે, અને તેમાંથી એક કાનો યા માત્રા જતાં રહેવાનાં નથી ઉપલક દ્રષ્ટિથી એનું રહસ્ય જણાશે નહિ પરન્તુ ખ્રિસ્તના જીવન સાથે તેનો વણાટ કરવાથીજ. ખ્રિસ્તના જીવનતત્વમાં એટલી બધી અગોચરતા સમાવેશિત છે કે તે અસ્પર્શ્ય એને અવ્યક્તછે પરન્તુ કેવળ ઇસુની, સહાય્ય અને પ્રાર્થના દ્વારા તેમાં પ્રવેશવાથીજ તેમાંથી અલૌકિક રસની જમાવટ મેળવી શકાશે. આ રસમાંથી પીઓ, પાઓ અને પરિતૃપ્ત થાઓ. શાંતિનો દેવ જે આપણને તેના પ્રિય પુત્ર ઇસુમાં પ્રતિરોજ આશીર્વાદ આપવાને સમર્થછે તેની સ્તુતિ હો, તે વાચકનાં કુટુંબ, પરિવાર તથા તેને પોતાને સારાં કૃપા દાનથી આચ્છાદિત કરી, તેની પ્રેમી પાંખતળે અહોનિશ વિરામ બક્ષો. તથાસ્તુ

# " દેવને કેવી રીતે શોધવો. "

મનુષ્યજાતના લેખોને ઇતિહાસ મનુષ્યની દેવ માટેની દીર્ઘ અને અથાક શોધનો પુરાવો આપે છે. એક પ્રાચીન શોધક પોકારી ઉઠયો કે, " મારો આત્મા દેનને માટે તલપે છે, હા જીવતા દેવને માટે. " બીજો શોધક, આત્મિક લડાઈ અને પાપનાં વર્ષો પછી, સમાવેશ કરે છે કે, " તેં અમને તારા પંડ (પોતા) ને માટે બનાવ્યા છે, આત્મા જ્યાંસુધી તારામાં આરામ ન પામે ત્યાંસુધી તે અસ્વસ્થ છે. " આ પ્રમાણે મનુષ્ય, " ધાર્મિકતામાં સર્વદા આજારિજ છે. " પ્રત્યેક યુગ-જમાનામાં, પ્રત્યેક મુલક -દેશમાં, પ્રત્યેક ધર્મમાં, મનુષ્ય દેવ માટે શોધન કરે છે.

યરૂશાલેમ સમીપના પર્વતના શિખર પર લેખક ઉભો રહી, ઇબ્રાહીમને અસરકારક રીતે સ્મરણમાં લવરાવેછે, જેણે ૪૦૦૦ વર્ષ પર, અડગ અદ્વૈતવાદમાં, ઉભા રહી માત્ર એકજ સત્યદેવનું ભજન કર્યું. આ વર્ષ પુનઃ આપણને ચીન દેશની મુલાકાત કરાવે છે, અને પ્રાચીન લોકોએ દેવ માટેની સુદીર્ઘ શોધમાં જે ૪૦૦૦ વર્ષો વટાવ્યાંછે તે (ચીનદેશ) અસલની (એનીઝમ) અને પૂર્વજ-પૂજા, કૉન્ફ્યુસિઅસના નૈતિક શિક્ષણદ્વારા ઉચ્ચ પ્રતિની ખિલવણી બની. ચીનદેશ દેવને શોધનો આવ્યો છે અને હજુ

પણ શોધ્યાંજ કરેછે. અમે પ્રાચીન પિરામીડ પર ઉભા રહીએ છીએ, અને ઈજીપ્તનાં નાશ પામેલાં દેવળો મધ્યે, કે જ્યાં, પાંચહજાર વર્ષોથી અધિક, માણસો દેવને શોધતાં હોત.

હિંદનાં દક્ષિણ ભાગનાં મેદાનોની આ વર્ષે અમે મુલાકાત કરી, કે જ્યાં આર્યોએ પોતાના વેદના સ્તોત્રોની પ્રાર્થના અને સ્તુતિ તેમના કૃત્રિમ દેવોને માટે લઇને પ્રવેશ કર્યો, એટલે "ઉષા"નું ભજન કરતાં, અથવા, દેવને શોધવાની તેમની આતુરતા કે પ્રકૃતિ બળને વ્યક્તિ વાચક જીવનમાં ગ્રથિત કરી પેહા. અમે તેજ વણાટ કે આતુરતામાં ચાલી આવીએ છીએ કે જે દ્વારા બ્રાહ્મણોનું યજન અને પાશ્ચાત્ય ક્રિયાઓ ઉતરી આવ્યાં છે. દેવ માટેની આતુરતાનું એક મહાન સત્ય જે ઉપનીષદની ઉચ્ચ પ્રેરણામાંથી અમને મળેછે, જેમ મુદ્રણ કરેલી પ્રાર્થનામાં છે તેમ, "અને તે મને અસત્યમાંથી સત્યમાં દોરે છે, અંધકારમાંથી પ્રકાશમાં દોરે છે, અને મૃત્યુમાંથી અવિનાશીપણામાં દોરે છે." અને જો આપણે પ્રાચીન લેખો અને ધાર્મિક સંસ્કારોથી હાલના જીવન સમૂહ પ્રત્યે ફરીએ તો, યદ્યપિ મનુષ્યો દેવને શોધવા માટેની તૃષામાંજ છે. ઘણા ભારે કામના માર્ગથી, વિશ્વાસના રસ્તાથી અથવા ભક્તિથી વા જ્ઞાનમાર્ગથી, મનુષ્ય અદ્યાપિ પર્યંત ઈશ્વરને શોધે છે. પ્રતિષ્ઠિત દેવળો દ્વારા શ્રમિત થએલાં મુસાફરોનાં ટોળાંને અમે જાગ્રત કર્યાં છે. બનારસમાં અમે તેમને સાવચેત

કર્યાં છે; દખ્ખણમાં રામેશ્વરના પોલીસતા કે રાજ માર્ગ પર અમે તેમને જોયાં છે, અલ્લાહાબાદની રેતીનાં કણ પર જોયાં છે, તેમજ જબરદસ્ત કુંભમેળા દરમિયાન પોતાનાં પાપો ધોઈ નાખવા લાખો મનુષ્યો એકઠાં થએલાં જોયાં છે.

લડાઈના પ્રદેશમાં જ્યારે અમે ફરતા હતા. ત્યારે પણ દેવને માટે જેમના હૃદયમાં ક્ષુધા—ભૂખ છે એવાજ પ્રકારનાં માણસો અમને મળ્યાં. આ લેખક ફ્રાન્સમાં હિંદી સૈન્યમાં હતો, અને અન્ય પ્રસંગે ફ્રેન્ચો સાથે, તેમજ બ્રિટિશ અને અમેરિકન ઘોડેસવારોની ટુકડીમાં પણ. મૃત્યુ અને જીવનની સન્મુખ, બધી જાતના વિશ્વાસવાળાં માણસ એકજ સત્ય તરફ એમ દેવ પ્રત્યે ફર્યાં. દેવ માટેની આ શોધ સામાન્ય મનુષ્ય જાતનાં કષ્ટ, ગમગીની, અને એકાંતવાસમાંથી અનિવાર્ય અંકુરો સ્ફુરે છે, પાપ અને પરિક્ષણ આશ્રેની ભયંકર લડતથી આ સાર્વજનિક દુઃખ ઉદ્દભવે છે. એનો પ્રાદુર્ભાવ આપણા સામાન્ય જીવનની અજ્ઞાનતામાંથી થાય છે, મૃત્યુ અને તેથી પર ઘણે દૂર; પરન્તુ મુખ્યત્વે કરીને જીવનના મંડાણથીજ પરમેશ્વર માટેની તૃષ્ણા ઉદ્દભવેલી હોય છે. જેથી કરીને તેણે પોતે (પરમેશ્વરે) આપણામાં રોપી છે. અદ્યાપિ પર્યંત આપણે પણ પ્રાચીન ભકતની માફકજ પોકારીએ છીએ કે, મારો આત્મા દેવને માટે તૃષિત છે.

કોઈ પણ મનુષ્ય દેવને કેવી રીતે શોધી શકે તે

દર્શાવવાની કોશીશ આ લઘુગ્રંથ કરી રહ્યો છે. પારીશામાં પહેલી પુણી એમ કહેતાં વેંતજ, ગમે તેમ હો, તદપિ, દેવને શોધવામાં મનુષ્યને ત્રણ મહાન મુશીબતો પ્રતિબંધિત કરે છે એમ અમે અનુભવ્યું છે, પછી પોતાનો ધર્મ ગમે તે હોય. તે ત્રણ મુશ્કેલીઓ તે આ એટલે બેપરવા: કે બેતમા, પાપ અને પુરી તપાસ કર્યા વગર બાંધેલો ભુલ ભરેલો વિચાર.

## પરમેશ્વરને શોધવામાં ત્રણ પ્રતિબંધો.

(૧) સ્વાર્થીય લાપરવા–બેદરકારી, ઐહિક પ્રેમ, દેહાત્મવાદ, અથવા દ્રષ્ટિગોચર થાય એ બાબતોનીજ કાળજી રાખવી આપણી પોતાની ક્ષુધા–ભૂખ અને ઇશ્કબાજી યા એશઆરામમાંજ જીવન વ્યતિત કરવું,—આ મૂળ નડતર છે. કોઈ મનુષ્ય બે શેઠની ચાકરી કરી શકતો નથી; પરમેશ્વર અને દ્રવ્યની ઉપાસના તે કરી શકતો નથી. જો માણસ ટાઢા પથરા જેવો હોય તો આ લઘુ ગ્રંથમાંથી તેને માટે વર્તમાન નથી. પરમેશ્વર કહે છે કે, " તમે મને શોધો અને હું તમને જડીશ પણ ક્યારે કે જ્યારે તમારા પુરા હૃદયથી મને શોધશો ત્યારે. "

(૨) પાપ, જીવનમાં ગુપ્ત રહેલું વા હૃદયમાં છુપાએલું છે, તે દેવ અટકાવશે. " મનમાં જે શુધ્ધ તેઓ દેવને જોશે." તેઓ તેને ઓળખશે પ્રેમ કરશે, શોધશે; સ્વચ્છંદી બદલા તરીકે નહિ પરન્તુ અનિવાર્ય–અટક્યા

વગરે કામ કરવાથી. પાપ અંતઃકરણને કઠોર બનાવે છે, મનના વલણને મારી નાખે છે. અંતરના સાત્વિક–ભાવને દિંગમૂઢ બનાવે છે. ઇચ્છાને કમજોર કરે છે, અને દેવને રોકે છે. તમારી શોધની શરૂઆતમાંજ તમે પાપથી લાદેલી ટેવોનું ઉન્મૂલન–ઉચ્છેદન કરવા તથા પવિત્ર અંતઃકરણ દ્વારા દેવને જોવા શું તમે ખુશી છો ? તમારાં પાપોથી ફરી જવા અને તેની કિંમત આપવા જો તમે ઈચ્છો નહી તો વૃધ્ધિંગત હોવું એ નિરર્થકજ છે. દેવ પ્રત્યે આ અગાઉની પ્રાર્થના કરો કે. “ હે દેવ મને તપાસ અને મારા હૃદયને જો. મારા વિચારોને તથા મને કસ, અને મારામાં કંઈ દુષ્ટાઇનો માર્ગ હોય તો તે તું જોજે. ”

(૩) પોતે સ્વીકાર્ય ગણી બાંધેલો ભૂલ ભરેલો વિચાર, એ દેવને શોધવામાં પ્રતિબંધ છે. તો પણ આ અતિ સ્વાભાવિક છે, અને આપણામાંના ઘણાને એ તદ્દન સામાન્ય છે. આપણું પોતાનું જે છે એની તરફેણમાં પણ મનનો ઝોક વળે, અને વિદેશી યા નવું જે કંઇ હોય તેની વિરૂધ્ધ પણ આપણો વિચાર અનિશ્ચિત હોય. નવિન સત્ય શોધી કાઢી તેની પાછળ દોરવાવું એ મનુષ્યને માટે અતિશય મુશ્કેલ છે. તદપિ જીવનની સર્વ વૃધ્ધિંગત સ્થિતિનું અવલંબન પણ એ રીતે કરવામાંજ રહ્યું છે. આ ભૂલ ભરેલા અનિશ્ચિત વિચારનું સૌથી સામાન્ય સ્વરૂપ

પોતાના ધર્મની બાબતમાં કોઇએ પણ ફેરફાર* કરવો નહિ એમાંજ રહ્યુંછે એમ કહી શકાય. શું એ સત્ય છે? કે એ શુધ્ધ સ્વીકાર્ય વિચાર છે? આ એક અતિવિસ્તૃત પ્રશ્નનો ભાગ છે. જિંદગીમાં માણસે કોઈ પણ તરેહનો ફેરફાર કરવો જોઇએ છે શું? કે ભૂતકાળમાં જેઓ મૃત્યુ પામ્યા તેમની ચાલતી આવેલી ધરડની વ્યવહારના ગુલામી રીતરિવાજો અને ભૂલભરેલા પણ સ્વીકાર્ય ગણાએલા વિચારોનું અવલંબન કરવું જોઇએ ? ઇવોલ્યુશન (વૃદ્ધિ -ખિલવણી) નો સિદ્ધાંત આપણને શીખવે છે કે દુનિયા આગળ વધતીજ જાયછે. સત્ય એ સર્વ મનુષ્યોની સમાન્ય મીલ્કત થાપણછે, અને કંઈ નવિન સત્ય શોધી કાઢવામાં

---

ફુટ નોટ.

(૧) અહીં પાંચ પ્રકારની કસોટીનાં ચિન્હો આપેલાં છે જે વડે તમે તમારા જીવનનાં પાપો જોવાને અને તેમાં કયાં બાધક છે તેની પરીક્ષા કરી શકશો, અને જો પરમેશ્વરને શોધવો હોયતો કયા પ્રકારનાં પાપોને તમારે તિલાંજલિ આપવી એ જોઈ શકશો.

(૧) હું પ્રમાણિક છું કે અપ્રમાણિક છું ? લુક ૧૬: ૧૦-૧૩
(૨] હું શુદ્ધ છું કે અશુદ્ધ છું ? માત્થી ૫: ૮, ૨૮.
(૩) હું અભિમાની છું કે નમ્ર છું ? માત્થી ૫: ૩, ૫
(૪] હું પ્રેમકરનાર છું કે અપ્રેમી ? યોહા૧૩: ૩૪, ૩૫
(૫) હું શરણ થએલો છું કે સ્વાર્થી ? લુક ૧૪: ૩૩.

જો કોઈ મનુષ્ય રોકાયો હોય તો અન્યનો પણ એમાં હિસ્સો છે. એમાં " મારૂં સત્ય," અને "તમારૂં સત્ય" એવું કંઈજ નથી. જે કંઈ મળ્યું હોય કે ચાલતું આવ્યું હોય, (તે) સત્ય પરખાવુંજ જોઈએ. જે માણસ સત્ય સ્વીકારવાને છાતી ઠોકીને બેધડક નને કાનો એમજ ભણે છે તે સાચો થવાને પણ અટકે છે.

ઉદાહરણ તરીકે, એક અજ્ઞાન છોકરો કે જેને પ્રાયમરી સ્કુલમાં શીખવ્યું કે બે દુ ચાર થાય, પણ ધારો કે તે એમ કહે કે બે દુ પાંચ થાય અને તેના પૂર્વ વિચાર બદલવાની તે ના પાડે છે. તો તેની કેળવણીનો તેજ ક્ષણે અંત આવે છે કે નવું સત્ય સ્વીકારવાને તે નન્નો ભણે છે. હવે કંઈ વધારે વૃદ્ધિ સંભવિતજ નથી અંકગણિતમાંના પ્રત્યેક દાખલા ખોટા થશે, અને જયાં સુધી તે પોતાની ભૂલ તજી દેવા ખૂશ નથી, સત્ય ન સ્વીકારે ત્યાં સુધી તે આગળ જઈ શકશે નહિ.

ઘણાં સેકાં અગાઉ હિંદુસ્તાને પ્રથમ દશની સંખ્યાથી દશાંશ પદ્ધતિ યોજી, તે "એરેબિક" નામે પ્રખ્યાત છે, જે અરબો હિંદુસ્તાનમાંથી યુરોપમાં તે લઈ ગયા. લેખકનો અનાર્ય પૂર્વજ પોતાના પગની અને હાથની આંગળીઓ ઉપર ૧-૧૦ સુધી ગણી શકતો હતો. જયારે આ દશાંશ પદ્ધતિ હિંદુસ્તાનમાંથી તેમને ત્યાં લાવવામાં આવી ત્યારે તેઓએ તેની વિરૂદ્ધ ભૂલભરેલો વિચાર કર્યો.

અને જુની ઘરડને વળગી રહેનારા માણસો તેમની વિરૂદ્ધ પડયા. હવે તેઓએ પૌરસ્ત્યનું સત્ય સ્વીકાર્યું છે કે નથી સ્વીકાર્યું ? તેઓએ તે સ્વીકાર્ય ગણવું કાં તો આગળ વધતાં અટકવું. તેમણે તે સ્વીકાર્યું; આગળ વધ્યા, અને આજે આપણે હિંદુસ્તાનની આ શોધ વિષે કૃતજ્ઞ આભારી છીએ. આ કરજનો મોટો ભાગ કે જે આપણે તેમને ભરી આપવા ઇચ્છીએ છીએ.

અથવા ખગોળ શાસ્ત્રનો વિષય લો. આપણા પૂર્વજ બાપદાદા, અને ઘણાખરા પ્રદેશ-મુલ્કોમાંના અસલના માણસો તેમણે એવી માન્યતા કરી કે સૂર્યગ્રહણ વખતે એક પ્રચંડ ઝેરી સર્પ તેને (સૂર્યને) ગળી કે સ્વાહા કરી ગયો. ભૂસ્તર વિદ્યા અને દરેક જાતના વિષયોમાં તેમણે વહેમધતિંગ માન્ય કર્યાં. વળી આજે પણ ચીનદેશમાં અજ્ઞાન લોકોનો બહોળો ભાગ દ્રઢતાથી એમ માને છે કે એક મોટો ઝેરી સર્પ સૂર્યને ગળી જાય છે અને પૃથ્વીની તળે ઉંઘે છે. પરિણામ આ છે કે ખાણ ખોદી તેમાંનો કોલસાનો અમૂલ્ય ખજાનો, લોઢું, અને દ્રવ્ય જે જમીન તળે છે તે બહાર લાવવાનો વાંધો નાખે છે. તળીઆની જમીન જોતાં તેઓ શ્રીમાન છે, પરન્તુ ઉપર જોતાં તેઓ કંગાલ છે. ચીન દેશ મજુરી કરે છે અને કંગાલીયતમાં ભૂખે ટળવળે છે, કારણ કે તેઓ જુના ઝેરી સર્પનો ખોટો વહેમ તજતા નથી અને સત્ય વ્યવહાર પ્રતિ ફરતા

પણ નથી, વાચક, તેઓએ શું કરવું જોઇએ એ સંબંધી તું શું ધારે છે ? (તેમના) પવિત્ર પુસ્તકોમાં આ ઝેરી સર્પ સંબંધી લખ્યું છે તેથી તેમણે આ વહેમનું પુછડું પકડી ગરીબાઈમાં શું સડવું ? ના, ધર્મની બાબતમાં પણ ચીન દેશે ફરવું જોઇએ અથવા સૌથી અધમ-નાની પ્રજાની પેઠે પાછળ રહેવું.

અથવા કૃષિવિદ્યાનો વિષયલો. હિંદુસ્તાન અને ચીન દેશમાં ૨૦૦૦ વર્ષો પૂર્વે જે ઉપયોગમાં લેવાતાં હતાં તેજ હળ છે, જ્યારે અમેરિકાએ ગઈ સદીમાં એકલા ખેતીવાડી ખાતામાંજ ૫૦,૦૦૦ નવિન શોધો કરી છે. નવાં હળો, નવાં સાંચાકામ અને વધારે સારી રીત દાખલ કરી છે, અને પ્રજાને પુરી આબાદાની મળી છે. ખેતીકામમાં. હિંદુસ્તાને પોતાની પધ્ધતિમાં ફેરફાર કરવો કે, એજ ધંધાને વળગી રહી અંધભૂલભરેલો વિચાર જારી રાખવો જોઇએ ? ઔષધિ સંબંધે મૂળના લોકો એવી માન્યતા રાખતા કે. શારીરિક વ્યાધિ એ અમુક દેવતાનું શાંત્વન કર્યાથી મટે છે, પરન્તુ જ્યારે જેનરે નવિન શોધ કામે લગાડી કે શીતળા ટંકાવવાથી તેનો વ્યાધિ અટકેછે, અને પાસ્ટયુરે રોગનાં જંતુનો સિધ્ધાંત શોધી કાઢયો ત્યારે. વિજ્ઞાનને લોકોનો મોટો સમૂહ આ રોગથી બચી શકે એવું સત્ય પ્રાપ્ત થયું. હિંદુસ્તાને પરાપુર્વથી પ્રાચીન કાળથી ચાલતા આવેલા ભૂલભરેલા વિચારને વળગી રહેવું

કે શારીરિક વ્યાધિના કારણભુત જે બલીરાક્ષસ મનાય છે તેનું શાંત્વન કરવું, કે તેણે આ સત્ય સ્વીકારવું અને આ રોગ તથા મરણમાંથી માણસોને બચાવવાં ?

પણ કોઈ કહે કે, ગણિત વિદ્યામાં અમે ફેરફાર કરીએ છીએ અને એ બાબતમાં આગળ વધીએ, વિજ્ઞાન, ઔષધિ, ખેતીખાતુ, શહેર સુધરાઈખાતું, વગેરે, પણ ધર્મમાં નહિ. ગમે તેમ પણ, જેમ પાણીના બંડને બાંધી શકાય કે રોકાય તેવો ધર્મ એ જીવનનો ભાગ નથી, પરંતુ સમગ્ર જીવનનો આત્મિક સંબંધ તેની સાથે છે. તે રાષ્ટ્ર કે મનુષ્યની જીવનમર્યાદા બાંધી તે પર હકુમત ચલાવે છે લોકો આગળને આગળ વધનારા કે પાછલી રીતને વળગી રહેનાર બન્યા છે, પ્રકાશમાં આવનાર કે વહેમ રાખનારા. (એ બધું) તેમના ધર્મદ્વારા ( બન્યું છે. ) તેઓ સત્યને સ્વાગત (આવકાર) આપનાર વા મંદ વ્યવહારનું પુચ્છ પકડી રહેનાર થવા જોઇએ. માત્ર એકજ ક્ષણના વિચારથી એમ જણાય છે કે મનુષ્યે જીવન કક્ષા સાથે ધર્મમાં પણ સુધારો કરવો જોઇએ. (કરવું જોઇએ.)ધારો કે આફ્રિકામાંની એક જાત જે મનુષ્યાહારી છે તેને અમે મળ્યા, જેઓ લોકોને સંહારી ભક્ષ કરવા માટે પોતાના દેવની મદદ માટે પૂજા કરે છે. માનવીજીવનની પવિત્રતા અને ઉચ્ચકોટિનો ધર્મ લઈ કોઇ સત્યદેવના શુભવર્તમાન સહિત ત્યાં પ્રવેશે છે. આ માણસોએ પોતાના

ધર્મમાં ફેરફાર કરી નવું સત્ય સ્વીકારવું કે, શું મનુષ્યાહારી જીવનજ સતત્ ચાલુ રાખવું ? હિંદુસ્તાનના ઠગ લોક પોતાના દેવને ભજેછે, ત્યારપછી લોકોને મારીનાખવા સારૂ બહાર નીકળે છે. શું તેમણે પોતાના પ્રાચીન રીત રિવાજોને વળગી રહેવું કે ખરેખરૂં—શુદ્ધ સત્ય સ્વીકારવું જોઇએ ? કોઈ કહે કે, અનાર્યોએ પોતાને ધર્મ બદલવો જોઈએ, પરન્તુ સંસ્કૃત પ્રજાએ પોતામાં ફેરફાર કરવોજ ન જોઇએ. ધારો કે દખ્ખણમાં બૌધ ગુફાઓ છે જેઓ દેવ છેજ નહિ એવી હડહડતી નાસ્તિકતા શીખવે છે ત્યાં તમે પ્રવેશ કરો છો, અને કોંઇ ઉચ્ચ હિંદુ ધર્મનો દૂત ત્યાં શુભ વર્તમાન લઈ પ્રવેશે છે, તો શું તેઓએ પોતાની નાસ્તિકતાને વળગીરહેવું કે ઉંચી જાતનું સત્ય સ્વીકારવું ?

ખરી બાબત પૂછો તો, ભૂતકાળમાં હિંદુસ્તાને પોતાના ધર્મમાં પરિવર્તન કર્યું, તેના પરિણામે તે આગળ વધ્યો. એ રીતે દરેક અસલના લોકોને આગળ વધવાનો હક છે. પહેલાં આર્યો હિંદમાં પેઠા અને શરૂઆતમાં તેમણે અંધકાર, પ્રેતપૂજા વગેરે શોધી કાઢ્યાં તો મૂળવતનીઓ પોતાની ભૂલને વળગી રહ્યા કે આર્યોએ જે ઉચ્ચપ્રતિનું સત્ય આણ્યું તેને સ્વીકાર્યું ? તેઓએ તે સ્વીકાર્યું અને તે દ્વારા ઉંચે ચઢ્યા. પાછળથી જ્યારે રીતરિવાજો અને જાતિઓના જુલમદાયક દુઃખોની ખીલવટ થઈ. તો ગૌતમે બંડ કર્યું.

મનુષ્ય જાતિનું મહાન સત્ય તેણે સિધ્ધ કર્યું; અને હિંદુસ્તાને ભારે ચળવળ કર્યા પછી બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો ને રાખી રહ્યા તથા તેને વળગ્યા. પાછળથી જ્યારે મનુષ્ય જાતિને બૌદ્ધ ધર્મનું મહાન સત્ય શીખવવામાં આવ્યું ત્યારે માલમ પડયું કે, હિંદુસ્તાનને અંતઃકરણની ઉંડી ભકિત અને દેવ સંબંધીનું અજાણપણું સંતોષવાનું નિષ્ફળ નિવડયું. ગીતા અને રામાયણનાં લખાણો પોકારી ઉઠ્યાં કે મનુષ્ય હૃદયને માટે દૈહિક તારનારની આવશ્યકતા છે, માટે દેવે પોતે માનવજીવનનું સ્વરૂપ પ્રકટ કર્યું, (તે દેહમાં આવી અવતાર ધારી થયો) અને હિંદ પુનઃ પણ ફર્યો, અને દેવની ભકિતદ્વારા જે શિક્ષણીય પ્યાર એ સત્યનો સ્વીકાર કરી બૌદ્ધ ધર્મનેનકાર્યો. અને હજીસુધી પણ, આધુનિક કેળવણી અને વિજ્ઞાનના પ્રવેશથી, અદ્વૈતવાદ (ઇશ્વર એકજ છે) અને તે સાથે મૂળ ઉપરથી સાધિત થએલા જુદા સમાજો અને ધાર્મિકતાના સુધારકો આવ્યા. ઘણા માણસો આ નવિન સત્યને સ્વાગત-આવકાર આપી આગળ વધી તેને પ્રાપ્ત કરે.

શું ત્યારે આ પ્રમાણે ધર્મની બાબતમાં માણસે ફેરફાર કરવા જોઇએ? તેણે સત્યને સ્વીકારવું કાં તો સત્ય થતાં અટકવું. જે મનુષ્ય વ્યવહાર કરવા ભૂલ ભરેલા અંધ વિચારને વળગે અને સત્યને ત્યાગે તે પોતાને જુઠો ઠરાવે છે; જુઠને સત્ય તરીકે જે માન્ય કરેછે, તો તે સ્વદેશકે જેને આગળ

બંધવાની અગત્ય છે તેને, તથા દેવને પણ જુદો છે." તમે સત્યને જાણશો, અને સત્ય તમને છુટા કરશે. " તો પછી તમે સત્ય સ્વીકારવાનો પ્રારંભનો ઠરાવ કરશો શું? સ્વાર્થ રૂપી ભાપરવા, પાપ અને ભૂલ ભરેલો બાંધેલો વિચાર, દેવને ઓળખવા, તથા તેને ટંટોળીને પ્રાપ્ત કરવાની ત્રણ અડચણો છે તેને શું તમે પોટલાં બંધાવશો?

જો મનુષ્ય દેવને શોધતો હોય, તો દેવ પણ તેને શોધ્યાંજ કરેછે. આપણાં હૃદયોમાં જે ક્ષુધા ઉત્પન્ન કરેછે તથા શોધવામાં જે તત્પર કરેછે તે તો (દેવ પોતે) છે. તે છે કે જે પોતે (દેવ) આપણને દોરશે. આપણી પૃથ્વીની આજુબાજુ ઉપર આકાશમાં જે તારાગણો છે, તે દેવનું પરાક્રમ અને દેવત્વ પ્રકટ કરે છે એ આપણે જાણીએ છીએ. બીજું, મનુષ્ય હૃદય અને અંતઃકરણની સાત્વિકતામાં પણ તે પોતે પોતાની જાતે પ્રકટે છે. આપણા અંતઃકરણમાં પણ તેનું અસ્તિત્વ (હાજરી), તેની પવિત્રાઈ અને આપણી પાપિષ્ટતાનો પુરાવો (ખાતરી) મળે છે. પણ આપણાં અંતઃકરણ પાપથી અંધરાયાં છે તથા મન વહેમ તથા અજ્ઞાનતા રૂપી વાદળથી આચ્છાદિત છે, કારણ કે આપણે તેને સંતોષ પમાડવાના સ્નેહમાં તથા તેને શોધવામાં નિષ્ફળ થઇએ છીએ, એટલે પ્રકૃતિ (કુદરત) માં કે આપણા હૃદયમાં. અમુક પસંદ કરેલા માણસો દ્વારા અને ભવિષ્યવાદીઓ મારફતે પણ દેવ પોતે પ્રકટ

થયો, કે જેમણે તેને શોધવામાં પોતાનાં હૃદય શુદ્ધ કર્યાં હતાં. સત્યથી સત્ય સુધી પ્રકાશનાં ત્રુટિત કિરણોમાં, દેવસંબંધી હરેકને જે મળ્યું તે પ્રત્યેકે કહી બતાવ્યું, પરન્તુ ભવિષ્યવાદીઓનાં વચનો જુદા જુદા પડેલા કકડાઓ ને અપૂર્ણ છે. ખૂદ દેવ તેની પાછળ, માણસો આપણને દેવ સંબંધી સાદ પોકારે છે તેથી ફરવા ઇચ્છીને, અને કહો, "અરે જેથી હું તેને શોધી કાઢું એ મેં જાણ્યું છે."

હવે અહીં શરૂઆત કરવાનો માર્ગ છે. અહીં એક રસ્તો-રીત છે કે તમે તમારી જાતે દેવને શોધો માટે સીધોજ તે તેની તરફ દોરે છે. આપણી મધ્યે ઘણા જેમણે આપણને દેવ સંબંધી શીખવ્યું છે, ઘણાં સૈકાંથી જન સમૂહો, હરેક દેશમાં, હરેક ધર્મમાં ઇસુ ખ્રિસ્ત કે જે દેવની સમાન છે તેની તરફ વળ્યા છે, કે જે (ઇસુ) તેને (દેવને) શોધવામાં આપણને શકિતમાન બનાવે છે.

આ મુદ્દાની વાત ઉપરથી અમે એમ ઇચ્છતા નથી કે તમે તેના (ઇસુ) સંબંધી કંઈ વિશેષ ઉમેરો કે ફક્ત તે એક મહાન શિક્ષક છે કે જે આપણને દેવ તરફ જવાનો માર્ગ જણાવે છે. તમે અનુભવદ્વારા કસોટી કરીને પારખી જુઓ કે તે તમારે માટે એ કરી શકેછે. નિખાલસ મન અને પ્રમાણિક અંતઃકરણથી, ભૂલ ભરેલા વિચાર વિના, તેને તમારામાં આવવા દો, તમારા ગુરૂ અને તમારા શિક્ષક તરીકે તમારા હૃદયમાં સીધા દેવ

પ્રત્યે હારવાને શું તમે ખૂશી છો? ગમે તેમ હો પણ ચાલો આપણે, બુધ્ધિની ચેતવણીના સંબંધમાં એક શબ્દ પણ ઉચ્ચારવો જોઇએ. જ્યારે અમે દેવને ખોળવા સંબંધી બોલીએ છીએ ત્યારે મનોવિકારની વેગવંત સમાધિ એવો અમારો ભાવાર્થ નથી, અથવા દ્રષ્ટિ (અવલોકન) સમાધિ, કે મનુષ્ય જ્યાં એક ક્ષણમાત્રમાં દેહિક આંખો વડે દેવને જોવા આકાંક્ષે છે. એકજ સ્થળે રહે એવું દેવને કંઇ દેહિકસ્વરૂપ નથી, પરન્તુ દેવ આત્મા છે અને જેઓ તેને ભજે છે તેઓએ આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરવું જોઇએ. હાલ આવા સાચા ભજનારાઓને દેવ શોધે છે. તો અમે જે દેવને શોધવાનો અર્થ કરીએ છીએ તે મનોભાવનો અકૃત્રિમ ઓળો નથી, પણ નિર્દોષ બાળક તથા પવિત્ર સુખી જીવનની પેઠે આપણે આપણા પ્રીતિવાન દેવ અને બાપની પવિત્ર સંગતમાં આવવાનું છે, પવિત્ર સમાગમમાં તેની સાથે વધવાપણામાં, ગુણલક્ષણમાં અને મનુષ્યોની સેવામાં. આવીજ સંગત આપણને પાપથી છોડાવશે અને દેવની જાહેર સેવાભકિતમાં લાવશે.

હવે દેવને કેવી રીતે શોધવો એ સીધેસીધી બાબત તરફ આપણે જઇએ. ઈસુ આપણને ત્રણ પરિચ્છેદમાં જણાવે છે કે જે ત્રણ પગથીઆંથી આપણને દેવ પોતે તેની પાસે લાવેછે. ચાલો આપણે તેનો કાળજીપૂર્વક અભ્યાસ કરીએ, એ સંભારતાં કે આપણો હેતુ એ તકરાર

કે વાદ કરવાનો વિષય ન બને પરન્તુ વિચારને ઝાલવા; નહિ કે ધર્મ વિષે તકરાર કરવા, પરન્તુ દેવને શોધવા માટે.

(૧) દેવ પ્રત્યે ફરવું. પાપથી દેવ ભણી ફરીજવું, એટલે પશ્ચાત્તાપ સહિત દેવ સામે જોવું એવો ભાવાર્થ અમે કરીએ છીએ. જો તમે લુકની લખેલી સુવાર્તાનો ૧૫મો અધ્યાય વાંચો તો દેવ ભણી ફરવા સંબંધીનું પ્રથમ પગથીઉં તમને જડશે. ઇસુ અહીં શીખવે છે કે દેવ, આપણો પિતા, આપણા પર પ્રેમ કરે છે અને બચાવવા ઇચ્છે છે; જો આપણે મૂર્ખ ગાડર પેઠે, ખોવાઇ જઈ તેની ભણીથી દૂર રખડીએ છીએ. એક છોકરૂં અથવા એક ઘેટું કે જેના કબજામાં છે તેથી દૂર ગયું હોય (ખોવાઈ ગયું હોય), તેમ જો આપણે દેવથી દૂર હોઇએ તો ખોવાઈ કે રખડી ગએલા છીએ. હવે ઇસુ કહે છે કે જેમ એક ઉત્તમ ઘેટાંપાળક, જો તે એક ઘેટું ખોએ, તો બાકી રહેલા ટોળાને મૂકી એક જે ખોવાએલું છે તેને શોધવા બહાર જાય છે, આગળને આગળ શોધતાં, "જ્યાંસુધી કે તે તેને જડે," આ પ્રમાણે દેવ આપણો પ્રેમી પિતા આપણામાંના હરેકને શોધે છે, પોતાનાં બાળકોને, અને હાલ, પ્રીતિમાં અને પ્રીતિમાં તે તમને શોધે છે, તમે તેને જડો ત્યાંસુધી આનંદથી તે તમને શોધે છે.

ખોવાએલા ઘેટાના પ્રથમ દ્રષ્ટાંતમાં દેવ આપણને કેવી રીતે શોધે છે તે ઇસુ દેખાડે છે: ખોવાએલા દ્રષ્ટાંતના

[illegible] દ્રષ્ટાંતમાં તે બતાવે છે કે આપણે પણ જો બાપની તેની પાસે આવીએ તો તે આપણને સ્વીકારશે. (લુક ૧૫:૧૧-૨૩) તે કહે છે કે દેવ એક પ્રેમાળુ પિતા સમાન છે. ધારો કે એક છોકરો [illegible] અંતમાં નાશી જાય છે, પોતાના પૈસા ઉડાવી નાખે છે, અને પાપમાં જીવે છે, જ્યાંસુધી કે ગરીબાઈમાં; દુકાળ મધ્યે, આખર તે પાછો આવે છે અને કહે છે કે: " અહીં હું ભૂખથી નાશ પામુ છું. મારો બાપ છે, મારા પર પ્રેમ કરનાર, માફી આપનાર, જેની પાસે બધી વસ્તુઓ છે કે જે મારી બધી જરૂરિયાતો પૂરી પાડી શકે. હું ઉઠી અને મારા બાપની પાસે જઈશ અને કહીશ કે, બાપ; મેં પાપ કર્યું છે. " પ્રભુ કહે છે કે જેવી રીતે બાપ પોતાના છોકરાને ભટકતો અને ભૂખે મરતો તે પર પ્રેમ કરે છે, તો આપણા માંના જેઓ તેની (દેવ) પાસે ખરા પશ્ચાતાપથી અને વિશ્વાસભર્યા પ્રેમ સહિત આવે તો આપણો આકાશવાસી બાપ તે દરેકને પાછા (પોતાની પાસે) લેશે. તે આપણો આનંદથી સ્વીકાર કરીને કહેશે કે: " મારો દીકરો જે ખોવાયો હતો, પણ ફરી તે જડયો છે; તે મરેલો હતો, પણ ફરી જીવતો થયો છે." તે તમને કહેશે કે: " પુત્ર તું સદાકાળ મારી સાથે છે, અને મારૂં સર્વ તે તારૂં છે."

હવે આ પ્રથમ પગથીઉં જે તમને દેવની તરફ [illegible] રીતે લઈ જાય છે તે [illegible] તમે

તૈયાર છો? દેવ પ્રીતી છે. દેવ તમને શોધે છે. પસ્તાવાર્ં પુત્રની માફક જો તમે આજે તેની પાસે આવો તો તે તમારો સ્વીકાર કરશે, જેવા તમે છો, તેવાજ, કહોકેઃ " બાપ મેં પાપ કર્યું છે. " અને તે પ્રત્યુત્તરમાં કહેશે કેઃ " મારા દીકરા તારૂં અંતઃકરણ મને સોંપ " આ મોટું પગથીઉં છે, તે આપણને સીધા દેવ તરફ લઇ જાય છે. તમે ખચિત જરૂર માનો કે દેવ પ્રીતી છે, એ જે આજ્ઞાઓ કહે છે તે તમે પાળો, " તારા આખા અંતઃકરણથી તારા પ્રભુ પર તું પ્રીતિ કર. " તમે હાલ તેની પાસે આવો, તેને " બાપ " કહીને બોલાવો ને આજ્ઞાંકિત રહેવાનું શરૂ કરો, અને સાચા છોકરાને લગતું જીવન, જો અમે તમને બતાવીએ તો તમે તે કરશો?

(૧) દેવની આજ્ઞા માનવી— યોહા. ૭ : ૧૭ માં ઇસુ કહે છે કેઃ " જો કોઇ દેવની ઇચ્છા પ્રમાણે વર્તે, તો શિક્ષણને પારખશે, કે તે દેવની ઇચ્છાથી છે કે, કે હું મારી જાતે બોલું છું, " હવે આ આવાર્થની નોંધ કરો (ધ્યાનમાં લો). જેઓ માણસો સાથે ધર્મ મત અને મતમાં હરિફાઇ કરવા આવ્યા તેઓને મુશ્કેલીઓ નહી, અને જેઓ નિશ્ચયાત્મક નથી તેમને ઇસુ તેમનો તેમજ છે. દેવની આજ્ઞા પાળવા તથા તેને પ્રસન્ન કરવા વર્તમાન કાળનાં માલ મિલ્કત ધર્મ મતો અને મતો ત્યજી દેવાનું તે કહે છે, ખરૂં જીવન ખરા વિશ્વાસ

ખુશી હોય છે. જે કોઇ માણસ એ કરશે. તે ઓળખશે. જો કોઇ માણસ આતુરતાથી તેની ઇચ્છા પ્રમાણે કરવાને યત્ન કરે, તો તે દેવનું સત્ય સંપાદન કરશે. દેવને શોધવા માટેની આ બીજી શરત છે. આ એક મહાન સાર્વજનિક સત્ય છે, સર્વ જીવનની શરત એ આજ્ઞાંકિત-પણું છે. "મનમાં જે શુદ્ધ તેઓ દેવને જોશે." તમે તમારા બધા દેખીતા ક્ષેમમાં, તમારા સર્વ અંધકારમાં, યા પાપ, કે દીલગીરી, કે ખુશીઅલતમાં, "મારા સંપૂર્ણ હૃદયથી હાલ મારી ઇચ્છા છે, દેવની ઇચ્છા પ્રમાણે વર્તવાનો યત્ન મારી જાતે કરવામાં, જેમ તે મને પ્રકટ કરે છે (જણાવે છે) તેમ આ દેવ પ્રત્યેનું બીજું પગલું ભરવા શું તમે ખુશી છો?"

પ્રાચીન રીત રિવાજોમાંનો એક એટલે પૌરસ્ત્ય ભાગમાંના મહોલ્લા કે શેરીઓમાં બત્તીઓ હોતી નથી, બુટના અંગુઠા પર કે ચંપલ પર એક નાની બત્તી ગોઠવે છે. જો તે માણસ ઉભો થઇ બધે જુએ તો દુનીયા પર સર્વત્ર અંધકાર જણાય. પણ તેની પોતાની બત્તીથી આગળ એક પગલું ભરવાને તે પુરતું અજવાળું હોય છે જેમ એક પગલું ભર્યું કે પ્રકાશ આગળ જાય છે, અને બીજું પગલું ભરે છે, અને બીજું પણ. પણ જો તે શાંત (સ્થિર) ઉભો રહે તો અજવાળું આગળ ને આગળ જતું નથી, પણ તેની પાસે જે અજવાળું છે તે પાછળ

૫:૨૪ મોફ્ફતનું ભાષાંતર) હવે તે શું કહે છે તે તરફ સંપૂર્ણ રીતે જુઓ, કારણકે એ ઘણું અગત્યનું છે, પ્રથમ, "જે મારાં વચનો સાંભળે છે." જો તમે આતુરતાથી અને પ્રમાણિકપણે આ આગળના બે ફકરા વાંચ્યા હોય તો તમારા પ્રકાશ પ્રમાણે તેની પાછળ ચાલવાની શરૂઆત તમે કરી ચુકયા છો. જેમ તમે તે સ્વીકારવા તેને વાંચવા તથા તેનો અભ્યાસ કરવા જો તમે ખુશી હો; અને તેનું જે શિક્ષણ તે પર જો વિશ્વાસ કરો અને દેવ તમારો પ્રેમી પિતા છે એમ ગણો તો, શિખાઉ તરીકે આ જીવનમાં હાલ જો તમે શરૂઆત કરો તો શિષ્ય અથવા ચેલો, દેવની સાથે સંગત રાખે તેમ તમે પણ કરો. જો પગથીએ પગથીએ આગળ વધો તો તમારૂં જીવન પણ આગળ વધશે, સત્યનો પ્રકાશ તમારા પથમાં (માર્ગમાં) આગળ જશે, અને તમે તેના સત્ય શિક્ષણ વિષે વિશેષ અને વિશેષ જાણશો. પણ તમે જાણો છો કે ઇસુએ પોતાના શિષ્યોને જયારે પ્રથમ બોલાવ્યા ત્યારે કહ્યુંકે, "આવો, મારી પાછળ ચાલો."

"જેણે મને મોકલ્યો છે તેના પર જે વિશ્વાસ કરે છે તેને અનંત જીવન છે," એટલે કે, હમણાં જેમ આપણે દ્રષ્ટાંતમાં વાંચ્યું તેમ પસ્તાનાર પુત્ર તરીકે જે દેવ પર વિશ્વાસ કરે છે, અને કહે છે કે, "બાપ, મેં પાપ.

કર્યું છે," અને પોતાનું હૃદય દેવને સોંપી આજ્ઞાંકિત બાળક બને છે, તો તે જેમ પોતાનો બાપ તેમ દેવ સાથેની સંગતમાં નવા જીવનમાં પેઠો છે (પેસી ગયો છે) જીવનમાં હવે પછી આવનાર ઘણાં પગથીઆં વિષે હજી ઘણું શીખવાનું છે, પણ જ્યારે આપણે ખરી રીતે દેવની પાસે આવીએ છીએ ત્યારથી જીવન શરૂ થાય છે, " બાપ " એમ તેને કહેતાં, પિતૃભાવને અનુસરતું જીવન ગાળવા યત્ન કરીએ છીએ. એથી કોઈ માણસ કહી શકે કે, " હું દેવ પર વિશ્વાસ કરૂં છું " જેમ તે આપણને દર્શાવે છે તેમ એકી વખતે જે એકજ પગથીઉં (એટલે) દેવની આજ્ઞા પાળવા તથા વિશ્વાસ કરવાનું જારી રાખે તો તે જીવનમાં પેઠો છે. દેવની સાથે જીવવું, એટલે કે જેમ જીવવું (એ) જીવનના મૂળ પ્રાણમયકોશ સાથે સંબંધ ધરાવે છે (જે નળી દ્વાર શ્વાસ લઇએ છીએ ને જીવાય છે તે પ્રાણમય કોશ) તેમ

(૧) એ સ્પષ્ટ સમજાવવા દો કે આ નાની ચોપડી માત્ર નવા જીવનનું પ્રથમ પગથીઉં ભરવા પુરતીજ છે. વિશેષ સત્ય જેની પાછળ ચાલવું જ જોઇએ એવી સૂચનાર્થે ભરેલી નથી. એનો સંબંધ બીજી નાની ચોપડી સાથે છે, એટલે મનુષ્યનો ઉત્પન્નકર્તા, જે કલકત્તા પાંચરસેલ સ્ટ્રીટ એસોસિએશન પ્રેશ દ્વારા પ્રકટ (જાહેર) થઇ છે તેમાં.

## વૃદ્ધિની ત્રણ શરતો.

દેવને શોધવામાં જે ત્રણ હરકતો આપણને રોકે છે તે સંબંધી અમે કહ્યું છે—એટલે બેતમા, પાપ અને ભૂલભરેલો વિચાર, દેવને શોધવાની ત્રણ શરતો વિષે અમે કહ્યું છે. અને ત્રણ પગથીઆં કે જે આપણને તેની પાસે દોરી લઈ જાય છે એટલે—પશ્ચાતાપ, આજ્ઞાંકિત-પણું અને વિશ્વાસ. હવે દેવ સાથેની સંગતમાં નવા જીવનમાં આપણે કેવી રીતે જારી રહેવું તે સંબંધી

---

આ ત્રણ પગથીઆં જે દેવ પ્રત્યે દોરે છે તેને હવે તપાસો. પિતૃભાવ સાથે પ્રેમ કરનાર બાળકનું કે જે દેવ તમારા બાપ તરીકે છે તેની પાસે પશ્ચાતાપથી ફરી જઈ જીવન ગાળવા શું તમે તૈયાર છો ? તમે તમારૂં હૃદય તેને સોંપવા, એટલે કે, સત્ય બાબત કરવા, શું તમે તેની સાથે ઠરાવ કર્યો છે ? જેણે ઈસુને મોકલ્યો, તથા જે જીવનનો અંત (છેડો) નથી તે અનંત જીવનમાં પેસવા અને હાલ તમે દેવ પર વિશ્વાસ કરવાનું શરૂ કરવા તમે ખૂશી છો ? આ ત્રણ સાદાં પગથીઆં છે.—પશ્ચાતાપ, આજ્ઞાંકિતપણું અને વિશ્વાસ તમારા પાપથી દેવ ભણી એટલે બાપ ભણી એટલે જેમ બાપ પ્રત્યે રહો છો તેમ ફેરવાઓ (ફરી જાઓ) તેનું માનો, બાળકની પેઠે તેના પન વિશ્વાસ કરો. વિશ્વાસનાં આ ત્રણ સાદાં પગથીઆં લેવા શું તમે આચકો ખાશો ?

પુછીએ, ચારિત્ર્ય (વર્તણુકમાં) અને માણસોને સેવા કરવામાં. વૃદ્ધિની કે જીવનની શરતોના ત્રણ નિયમો છે, આત્માનો કાં તો શરીરનો. મનુષ્યને જીવવા માટે હવા, ખોરાક અને કસરત જરૂરનાં છે. (તેના વિના ચાલેજ નહિ જોઇએજ). આત્માનો ખોરાક એ દેવનું સત્ય છે, આત્માનો શ્વાસ એ પ્રાર્થના છે, અને કસરત એટલે માણસો અને દેવને અર્થે સેવા કરવી તે. ઇસુ ખ્રિસ્તના જીવનનું લક્ષણ આ ત્રણ સાદા નિયમો હતા. " તેની આ રીત હતી કે " તે શાસ્ત્ર વાંચતો; " એની રીત આ હતી કે " તે પ્રાર્થના કરવા બહાર જતો; " તેની રીત આ પણ હતી કે " માણસો માટેની પ્રેમમય સેવા કરવી, એ તે શિષ્યોને પણ શિખવતો હતો. હવે ચાલો આપણે વૃદ્ધિનું પ્રથમ પગલું લઇએ.

(૧) દેવનું સત્ય જીવનનો આહાર (ખોરાક) છે.

" મનુષ્ય ફક્ત એકલી રોટલીથી જીવતો નથી પણ હરેક શબ્દ જે દેવના મોંમાંથી નીકળે છે તેથી." (માત્થી ૪:૪). એટલે કે, આત્મિકજીવન એ શારીરિક વા દૈહિક ખોરાકથી પોષાતું નથી; આત્માને માટે આહાર જરૂરનો છે અને તે, દેવનું સત્ય એ તેનો આહાર છે, જ્યારે હું દૈહિક ખોરાક ખાઉં છું ત્યારે તેનું માંસ, લોહી વગેરે બની શરીરને કૌવત આપે છે, એજ રીતે, જ્યારે હું દેવ પાસેથી કંઈ નવિન સત્ય સ્વીકારૂં છું. (મેળવું છું)

તો તે મારા જીવનનો અને ચારિત્ર્યનો હિસ્સો (ભાગ) બને છે. પ્રતિરોજ જો તમે તમારૂં મન જીવનના ઉચ્ચ વિચારો પર લગાડો, શુદ્ધતાના, સત્યના, આ વિચારોનું ચારિત્ર્ય બને છે, આપણી વર્તણુકમાં પ્રવેશી, અને આપણા જીવનમાંથી ઉચ્ચારાય છે.

તો હવે, દેવનું સત્ય શોધવા તમે ક્યાં ફરી શકો? ઘણે ભાગે તમને મદદરૂપ નિવડે એવી ચોપડી કયી છે? જો આ બાબત સંબંધી તમને કંઈ શક હોય, તો તમે જે જાણો છો એવાં બે પુસ્તક વા ચોપડીઓ લો અને શોધી કાઢો કે સૌથી વધારે મદદકર્તા કઈ ચોપડી છે. પચાસ શબ્દ કરતાં પણ અધિક હાલ ઇસુનું જીવન અને શિક્ષણ કે જે દેવની સત્યતાનું મહાન મૂળ છે તે તરફ વળે છે. નવા કરારમાં દેવના સત્યનું પ્રકટીકરણ (પ્રકટ-પ્રસિદ્ધ થવું), મનુષ્યની ફરજો, જીવનનો નમુનો અને ઉચ્ચતમ શિક્ષણ શોધી શકશો. પ્રેસિડેન્ટ લિંકને કહ્યું છે કે, "આ મહાન પુસ્તક છે કે જે દેવે મનુષ્યને બક્ષ્યું છે, દુનિયાના તારકનું સર્વ જે સારૂં હતું તે આ પુસ્તકમાં ઉતારવામાં આવ્યું છે." પ્રેસિડેન્ટ વિલ્સન કહે છેઃ "જે રાષ્ટ્ર (પ્રજા) પોતાના મૃત્યુ પછી પોતાની મૂર્ખાઈ અને પરિક્ષણો સંબંધી દેવનાં વચનોનો ઉપદેશ આપતાં નથી તે હયાત રહી શકે નહિ. દરરોજ જે માણસો શાસ્ત્ર વાંચતા નથી તેને માટે હું દીલગીર છું. હું

અજાયબ થાઉં છું કે શા માટે તેઓ પોતાની જાતે તેમાંનું બળ અને તેની મઝા ગુમાવે છે."

ગ્લેડસ્ટન જે પુસ્તકથી પોષાયો હતો તે આ છે, અને વિદ્યાર્થી તરીકે તો પણ ઑક્સફર્ડમાંના કોઇપણ માણસ કરતાં તે વધારે જાણતો હતો. મહાન લેખક જોહોન રસ્કિન કહે છે કે "મારા વિચારોમાં જે કંઇ મહાનતા છે, મારી જિંદગીમાં મેં જે કંઇ કર્યું છે, એ બીના સ્પષ્ટ રીતે લાગુ પડે છે કે જ્યારે હું બાળક હતો ત્યારે મારી મા મારી સાથે શાસ્ત્ર વાંચતી હતી અને રોજ અંતઃકરણપૂર્વક તેનો એક ભાગ શીખવાનું કહેતી....... હું તેને અમુલખ લેખું છું, અને, એ સર્વ ઉપરાંત, મારી કેળવણીમાંની એક અતિ અગત્યની બાબત ......શાસ્ત્રાભ્યાસ કરો, તેનો અમુક ભાગ સમજવા સૌથી પ્રથમ ઉદ્યોગ તમે એ કરો, મુખ્યત્વે કરીને નવા કરારનો, કારણ કે તેમાં અનંત જીવનનાં વચનો સમાવેશિત થયાં છે. તેનો ગ્રંથકાર (રચનાર) દેવ પોતે છે, તારણ તેનો અંત, અને સત્ય એ તેની બીના છે." મહાન સંત, જોહોન વેસ્લી, પોકારી ઉઠયો કેઃ "હું એક બાબત જાણવા ચાહું છું........કે દેવે પોતે મને આ માર્ગ શીખવવા પોતાનો આત્મમર્તબો મૂકી દીધો. તેની એક ચોપડીમાં આ લખેલું છે. અરે મને તે ચોપડી આપો! તે મારી પાસેજ છે. મારે માટે આમાં (અહીંઆં) સંપૂર્ણ શિક્ષણ

(જ્ઞાન) છે. અને એક ચોપડીનોજ (પુસ્તકનો) સ્વામી બનવા દો. " તેની જિંદગીનાં પાછલાં પચાસ વર્ષમાં દર સવારે તે વાંચવા માટે ચાર વાગે ઉઠતો હતો, અને તેના દેશનો ઇતિહાસ બદલનાર તે એજ માણસ હતો. રાજા રામ મોહન રાય, હિંદનો આધુનિક મિલનસાર સુધારક, ઇસુના જીવન અને તેના શિક્ષણથી તેણે સિદ્ધાંતો અને સૂચના સંપાદન કર્યાં. કેશવ ચંદર સેન, અને મિ. ગાંધી સુધીની એક લાંબી ચાલી આવતી સુધારકોની હાર, સર નારાયણ ચંદાવરકર, અને હિંદ ને એશિયાનો માણસ, નઝારેથનો જે ઇસુ, (તેનાથી) હિંદને અર્થે સમર્પિત થએલા (ઉપરોક્ત) નેતાઓનું સૈન્ય તેમણે નવા કરારના વાચનદ્વારા પ્રોત્સાહન (ઉત્તેજન) મળ્યું.

દેવની પ્રાર્થના કેવી રીતે કરવી અને તેને કેવી રીતે શોધવો એ તેના (ઇસુના) જીવન અને શિક્ષણની સૂચનાથી શીખી શકશો. એ તમારા જીવનને પવિત્ર બનાવી તમારા ચારિત્ર્ય (વર્તણુક) ને બળવાન કરશે. એ તમને તમારા આથી માણસોની નવી જીવન સેવામાં દોરી જશે. દર સવારે તેનો એક નાનો ભાગ વાંચો. જેમ જીવન ટકાવવાં તમે રોટલી તેમજ દેવનાં સત્ય વચનો તમે ખાઓ. આ ફકરા નીચે એક ટીપ આપી છે કે જે તમને દેવનું શોધન કરવામાં સહાયભૂત થશે. (૧)

દરરોજ એક ભાગ વાંચી પોતાને પૂછો કે, એ મને

શું શીખવે છે? હું કયું નવું સત્ય શોધું છું, અને એના પ્રકાશમાં મારે આજે કેવી રીતે રહેવું જોઇએ ? પછી જે નવી બાબત તમે શીખ્યા તે માટે એ દિવસે ચાલવામાં મદદરૂપ નિવડે માટે દેવને પૂછો. ઉદાહરણ તરીકે તમે આ ફકરો વાંચો છો, " મનમાં જે શુદ્ધ, તે દેવને જોશે, " આજે તમને શુદ્ધ રાખવા માટે, કે તમે તેને શોધો (અને) તે તમારામાં શુદ્ધ હૃદય ઉત્પન્ન કરે માટે શાંતતાથી પ્રાર્થના કરી તેને પૂછો.

## પ્રાર્થના જીવનનો શ્વાસ

જેમ મારૂં શારીરિક જીવન પોષવા વ્યવસ્થિત રીતે હવાના શ્વાસની જરૂર છે, એમજ પ્રાર્થના એ આત્માના જીવનનો શ્વાસ છે. પ્રાર્થના એ કુદરતી (સ્વાભાવિક) રીતેજ શ્વાસોચ્છ્વાસ છે. એ દેવમાં આત્માનો શ્વાસોચ્છ્વાસ છે. જેમ તમે ફેફસામાંથી ઝેરી (અસ્વચ્છ) હવા બહાર કાઢી નાખો છો, તેજ પ્રમાણે તમારી સર્વ અગત્ય, દુર્બળતા અને સર્વપાપની કબુલતનો શ્વાસ તમે દેવ પાસેથી લો. જેમ તમે તાજી સ્વચ્છ હવાનો શ્વાસ લો છો, એમજ પ્રાર્થના (વિનંતિથી) તાજગીમય જીવન, કૌવત અને મદદ દેવ પાસેથી મેળવો. જયારે આપણે સહવારમાં જાગૃત થઇએ છીએ ત્યારે કસરત વા ઉંડો શ્વાસ લઇએ છીએ, ત્યારપછી આખા દિવસ સુધી આપણે સ્વાભાવિક અને ગમે તેમ શ્વાસ લઈએ છીએ. એમ પ્રભાતમાં આસ

પ્રાર્થનાનો વખત, અને આખા દિવસમાં જેમ તમે સ્વાભાવિક રીતે શ્વાસ લોછો તેમ પ્રાર્થના કરો. તમારા દરેક કામનો કોઈ પણ ભાગ શરૂ કર્યા અગાઉ દેવ સાથે વાતચીત કરો, દરેક પાઠ અગાઉ, જ્યારે તમે પરીક્ષણમાં પડ્યા હો ત્યારે, શકમાં હો ત્યારે, અને અગત્યમાં પણ તમારો જાણીનો સાથી તમે તેને બનાવો, જેવી રીતે શેરી કે પોળમાં તમે ચાલો છો તેવી રીતે તેની સાથે વાત કરો. દેવ તમારો પિતા છે, અને એજ પ્રમાણે તમે તેની સાથે વર્તો. જેમ સ્વાભાવિક રીતે શ્વાસ લો છો તેમ પ્રાર્થના કરતાં પણ શીખો.

આધુનિક વિજ્ઞાનની શોધ મુજબ પ્રાર્થના એક (શુદ્ધ) ખરેખરૂં તત્વ છે, ટેલીગ્રાફ, ટેલીફોન અને વાયરલેસે જે

---

(૧) આ નીચેના અધ્યાય ક્રમવાર વાંચોઃ

માત્થી. ૫, ૬, ૭, ૧૦, ૧૧.

માર્ક. ૧, ૮.

લુક. ૪, ૭, ૮, ૧૨, ૧૫.

યોહાન ૧, ૩, ૪, ૧૪, ૧૫, ૧૭

એજ પ્રમાણે નીચેની કલમો :

યોહા. ૩: ૧૬: ૪: ૧૪; ૭: ૧૭, ૩૭; ૮: ૨૯–૩૭; ૯: ૫; ૧૦: ૧૦.

છેવટે આ વાંચો. માત્થી ૨૫, ૨૬, ૨૭, ૨૮ અને કલમો ૧૦: ૨૬-૨૯: ૧૬: ૨૪-૨૬.

માણસો એકબીજાને જોઈ શકતા નથી તેઓનો વ્યવહાર વિશ્વાસ ભર્યો કરવા તેમને પુષ્ટિ આપી. જ્યારે મોર્સે પહેલવહેલી આ શોધ કરી ત્યારે પ્રથમ તેણે તાર પર આ સંદેશો મોકલ્યો કે: "દેવે શું બનાવી રાખ્યું છે." તેને ખાતરી થઇ કે દેવનો એક સિદ્ધાંત (નિયમ) તેની તેને શોધ લાગી છે. વાયરલેસમાં જે વિદ્યુત આંદોલન (મોજાં) મોકલાયાં તે કંઈ વસ્તુ, જણસ વા ચીજ ન હોતી. પાંચ ઈંદ્રિયોદ્વારા તમે તેનો મર્મ સમજી ન શકો. તો પણ જેઓ એક બીજાથી હજારો માઈલ છેટે છે તેમને સાધન (સાહિત્ય) થી બે વ્યકિતદ્વારા "આલાપ" (સંદેશો) મોકલાયો. એજ પ્રમાણે દેવ આપણી સાથે બોલે છે (વાત કરે છે.) તેની વાણી પ્રત્યે આપણે બધિર (બહેરા) થયા છીએ. એક અનાર્ય જંગલી કે જે ટેલીગ્રાફ સંબંધી કંઈ જાણતો નથી અને કંઈ દરકાર પણ કરતો નથી, અથવા ટેલીગ્રાફ વા વાયરલેસ. એજ રીતે પાપી મનુષ્ય પણ દેવને છે. જો કોઇ માણસનું હૃદય (અંતઃકરણ દેવની સાથેના રાગ (અવાજમાં) આવે, જેમ બે મિત્રો ટેલીફોન ટેલીગ્રાફ મારફતે વ્યવહાર ચલાવે તેમ તમે પણ ખચિત તેમ (દેવ સાથે) કરી શકો.

જેમ તારની અજમાયશ કરી શકો છો તેમજ પ્રાર્થનાની અજમાયશ પણ તમે કરી શકો છો. સૌથી સારી રીત એટલે ટેલીગ્રાફ ને વિદ્યુતનો (ભેદ) વર્ષોનાં વર્ષ

પર્યંત અભ્યાસ કરવામાં ગાળી નાખવાથી નહિ પણ પ્રયોગદ્વારા અજમાયશ કરવાથી. (સમજવામાં આવે) તમારા મિત્ર કે બાપ ઉપર બીજે શહેર સંદેશો મોકલો અને તેનો પ્રત્યુત્તર તમને મળશે. પ્રાર્થના પણ કંઈક અંશે સિદ્ધાંતદ્વારા પારખી કે ન પારખી શકાય એવી છે, પણ ફક્ત અનુભવ, મહાવરો, કે ટેવ વડેજ (પારખી શકાય છે.) તમે સંપૂર્ણતઃ વિદ્યુતકળા સમજી ન શકો. પણ વ્યવહારમાં તેનો વાપર તો તમે કરી શકો. પ્રાર્થનાની બાબતમાં સ્વાભાવિક રીતે પ્રાર્થના વડેજ તેની કસોટી (પરીક્ષા) થઇ શકે છે. તમે પ્રથમ પ્રાર્થના સંબંધી બધુંએ સમજી ન શકો, પરન્તુ પ્રાર્થના તો તમે કરી શકો. તમે તમારો ખોરાક કેવી રીતે પચાવો છો તે જાણતા નથી. જો પાચનશકિતનો વેગ તમે સમજવા થોભો તો તમે ભૂખે મરો. તમે પ્રથમ ખાઓ છો ત્યાર-બાદ પાચન શકિતના સિદ્ધાંતોનો અભ્યાસ કરો છો. પ્રાર્થના કરો અને પ્રાર્થના તમારા સમજવામાં આવશે.

પ્રાર્થના એટલે આપણા આકાશવાસી પિતા સાથેની વાતચીત તે દેવ સાથેની વાતચીત છે. તમારા ઐહિક પિતા યા તમારા મિત્ર સાથે બોલવું અથવા વાત કરવી એ સહજ (સ્વાભાવિક) છે, અને તમારા આકાશવાસી પિતા સાથે વાતચિત કરવી એ પણ એજ રીતે સ્વાભાવિક બને. માયાળુ પિતા પોતાના પુત્રની સંભાળ કરે છે,

અને તેના બાળકની વાતચીત સાંભળવા ઘણું ચાહે છે. જો છોકરું મુંગું હોય તો પિતા દુઃખી થાય છે. પ્રથમ છોકરૂં સ્પષ્ટતાથી વાત કરી શકતું નથી, અને તેની માગણીઓ (અગત્યતા) સમજાવવી એ તેને માટે કપરૂં છે. પણ જ્યારે પોતાનું છોકરૂં "બાપ" એમ કહેતાં શીખે છે અને બાપ તે સાંભળે છે, ત્યારે તે કેટલો બધો આનંદી થાય છે. તેની વાચા સ્પષ્ટ હોતી નથી, પરન્તુ તેનાં માબાપ ને તે ઘણું વહાલ ઉપજાવે છે. છોકરૂં સાદી વસ્તુઓ પૂછવાનું શરૂ કરે છે. જ્યારે તે ભૂખ્યું થાય છે ત્યારે તે રડે છે. પણ જ્યારે તે પૂરેપૂરૂં વધે છે ત્યારે તે તેના બાપના કામ તથા તેની સંગતમાં આવે છે. એજ પ્રમાણે આપણા આકાશવાસી પિતાના સંબંધમાં પણ છે. પ્રાર્થના એ દેવ સાથેની આપણી સાદી વાત છે. જો તમે તે પોકારીને બોલો કાં તો તમારા અંતઃકરણમાં સાદી અશ્રાવ્ય (ન સંભળાય એવી) ભાષામાં બોલો તોપણ તે સાંભળશે.

"તું તેને બોલ, કારણ કે તે સાંભળે છે,
અને આત્મા આત્માની સાથે મળી શકેઃ
શ્વાસોચ્છ્વાસ કરતાં પણ તે નજીક છે
અને હાથ અને પગ કરતાં પણ નજીક છે."

પ્રાર્થના એ દેવ સાથેની તેની સંગત તથા ભક્તિ, અને આપણે તેની પાસેથી શું માગવું તથા સંપાદન કરવું એ બન્ને ભાવાર્થ તેમાં છે. સહવાસ કે સંગત જેમ

આપણને પ્રેમી પિતાની પાસે લાવે છે તેમ પ્રાર્થના અને ભક્તિ આપણને દેવ સન્નિધ લાવે છે. એક મહાન સંત, ભાઇ લૉરેન્સની પેઠે, સતત્ પ્રાર્થના દ્વારા આપણે દેવના સાન્નિધ્યનો અનુભવ કરીએ અથવા એવા ચારિત્ર્યની વાવણી અનુભવમાં લાવીએ કે તે સર્વ પ્રસંગે મારી સાથે છે. (૧)

આપણને જેની આવશ્યકતા છે તે પ્રાપ્ત કરવું એવો ભાવાર્થ પણ પ્રાર્થનાનો છે. આપણને માલમ હોવું જોઇએ કે, ગમે તેમ તો પણ, આત્માના મહાન કાનુનો તથા પ્રાર્થનાના મુદ્દા છે, જેમ કુદરતના નિયમો છે કે જે વિજ્ઞાન શોધી કાઢે છે તેમ. પ્રાર્થના એ સ્વચ્છંદી કે સ્વાર્થી નથી, અસ્વાભાવિક વસ્તુ પણ નહિ, પણ જેમ છોકરૂં સ્વાભાવિક રીતે પોતાના આકાશવાસી પિતા સાથે વાત કરે તેમ. કેવી રીતે પ્રાર્થના કરતાં શીખવું અને કેવી રીતે ઉત્તરો મેળવવા એવું જો આપણે ઇચ્છીએ તો પ્રાર્થના સંબંધી આ પાછળ જે ત્રણ પગથીઆં છે તેનો આપણે અભ્યાસ કરવો જોઇએ.

(૧) દેવની ઇચ્છાનુસાર આપણે માગવું જોઇએ. "જો કોઇપણ બાબત આપણે તેની ઇચ્છા મુજબ માગીએ તો તે આપણું સાંભળે છે." આપણે શું માગીએ છીએ

---

(૧) "દેવની હાજરી સંબંધી અનુભવ," વાંચો. જે ભાઇ લૉરેન્સકૃત. એસોસિએશન પ્રેસ. ૫ રસેલ સ્ટ્રીટ, કલકત્તા. ૪આ.

તે ન શોધવું પણ તે (દેવ) શું માગે છે તે આપણે શોધવું, કારણ કે છોકરાને માટે વસ્તુંસારૂં શું છે તે બાપ જાણે છે. છોકરૂં કદાચ ઝેર માગે, અથવા એક તિક્ષ્ણ છરી, અથવા એક સોનેરી ઘડીઆળ પોતે રમવા માટે માગે, પણ આપણે તેને આ વસ્તુઓ આપી શકતા નથી. ત્યાર પછી વધારે સારૂં શું છે એ રીતે માગતાં છોકરૂં શીખે છે. કેટલીક બાબતો કે જે છોકરૂં જ્યારે માગે ત્યારેજ આપણે તેને આપીએ છીએ, માગવામાં 'પામવું' એ ખરૂં અગત્ય સ્થાન છે. પ્રાર્થનાનો આ એક મોટો નિયમ છે: "માગો, અને તમને મળશે." છોકરૂં કોઈ યથાર્થ વસ્તુ માગે તો બાપ તેને આપશે. ઐહિક બાપ કરતાં દેવ અધિકતર તમારી પ્રાર્થના સાંભળવા તેનો જવાબ આપવા અને ઐહિક બાપ તમને ખોરાક તથા જીવનની ઉત્તમ જરૂરીયાતની વસ્તુઓ પૂરી પાડવા તત્પર છે તે કરતાં પણ તે વિશેષ તત્પર છે. પ્રાર્થનામાં શું માગવું એ જાણવા તમે પોતાને પૂછો, તે યથાર્થ છે, નિઃસ્વાર્થી છે, એ શું મારે માટે, અન્ય માટે અને દેવના રાજ્ય માટે ઉત્તમ છે? જો એમ હોય, તો તે દેવની ઇચ્છાનુસાર છે, પરન્તુ તેની ઇચ્છા જાણવા માટે આપણે તેનો અભ્યાસ કરવો જોઇએ. (૨)

---

(૨) પ્રાર્થનાનું માત્થીની લખેલી સુવાર્તા ૬: ૯-૧૫ માં આવતું અજાયબી ભરેલું શિક્ષણ વાંચો: "આ બાબત પછી પ્રાર્થના કરો કે: ઓ આકાશમાંના અમારા બાપ,

(૨) "આપણે જે કંઇ તેની પાસેથી માગીએ તે આપણે પામીએ છીએ કારણ કે આપણે તેની આજ્ઞાઓ પાળીએ છીએ" જો હું મારા અંતરમાં અન્યાય સંઘરૂં

---

તારૂં નામ પવિત્ર મનાઓ. તારૂં રાજ્ય આવો, જેમ આકાશમાં, તેમ પૃથ્વી પર, તારી ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી રોજરોજ અમને આપ. અને જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યું છે, તેમ તું અમારાં ઋણો અમને માફ કર. અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાઈથી અમારો છુટકો કર. " આ અજાયબી ભરેલી પ્રાર્થનાનો અભ્યાસ વારંવાર પૂરી બોલીને કરો. યાદ રાખો કે એ દેવની પ્રકૃતિ અને માનુપી અંતઃકરણની જરૂરીયાત શીખવે છે. એ સ્વર્ગ અને પૃથ્વી તથા દેવ અને મનુષ્યને સાંકળની કડી માફક એકઠાં કરે છે. (સંબંધ બાંધે છે,) એ ભૂતકાળને ઢાંકે છે, વર્તમાન અને ભવિષ્યને પણ, તે મારી આખી જિંદગીને ઢાંકે છે, દુનિયાની તેમજ મારા પાડોશીની જરૂરીઆતને પણ, માણસોનો ભ્રાતૃભાવ અને દેવનું પિતૃત્વ, તથા ખરા અને સત્ય ધર્મનું તત્વ તે શીખવે છે. આ પ્રાર્થના એવી રીતે કરતાં શીખો કે એજ ભાવથી તમે તે કરી શકો. ત્યારબાદ આ પાછળના ફેકરા કે જે આપણને પ્રાર્થના કેવી રીતે કરવી એ શીખવે છે. તેનો અભ્યાસ કરો. માત્થી ૬: ૫-૧૪; ૭: ૭ ૧૨; ૧૪: ૨૬: માર્ક ૧: ૩૫-૩૯: ૧૧: ૨૧-૨૫; યોહા. ૧૫:

તો તે (પ્રભુ) મારૂં સાંભળશે નહિ." પ્રાર્થના એ કેવળ હોઠોનો ઉચ્ચાર કે ઉદ્ગાર નથી પણ જીવનનો છે. જો આપણે આજ્ઞા ન માનીએ તો પ્રાર્થના કરી શકતા નથી. આપણે પ્રામાણિકતાથી પ્રાર્થના કરીએ માટે આપણે આપણું અંતઃકરણ પણ સીધું રાખવું જોઇએ. પ્રાર્થના કરો અને આજ્ઞાઓ પાળો. માટે પ્રાર્થનામાં, જેમ વિજ્ઞાનમાં તેમ, જ્ઞાનની શરતમાં આજ્ઞાંકિતપણું સમાએલું છે.

(૩) સાદો વિશ્વાસ એ પ્રાર્થનાની ત્રીજી શરત કે સ્થિતિ છે. "વિશ્વાસ તો આશાની વસ્તુઓની ખાતરી અને અણદીઠ વસ્તુઓની શાહેદી છે..... .....તેની સાથે શાંત્વન કરવું એ વિશ્વાસ વગર અસંભવિત છે: કારણ કે જે દેવની પાસે આવે છે તેણે એવો વિશ્વાસ કરવો જોઇએ કે તે છે: અને જે તેની ઇચ્છા પ્રમાણે તેને શોધે છે તેને બદલો (ફળ) આપનાર કોણ છે" (હેબ્રી ૧૧:૧, ૬). વિશ્વાસથી પ્રાર્થના કરવી એટલે દેવ કહે છે તે સત્ય છે એવો વિશ્વાસ કરવો. મૈત્રિમાં અને ધર્મમાં, વિશ્વાસ એ વ્યકિતપરનો ભરોસો કે પતીજ છે, જેનો પાયો ગુણ યા લક્ષણ સંબંધીના જ્ઞાન પર રચાયો છે. દેવ પર ભરોસો રાખો અને તે તમને વિશ્વાસપાત્ર

---

૭; ૧૬: ૨૩, ૨૪; ૧૭: રૂમી. ૮: ૨૬-૩૯; એફે, ૧: ૧૬-૨૦: ૩: ૧૪-૧૯: ફિલીપી. ૪: ૪-૯, ૧૯, ૨૦: કલો. ૧: ૯-૧૫.

માલમ પડશે. સત્ય છે કે સત્યને સત્ય તરીકે જે ધારણ કરે છે તેને તે નિરાશ કરતું નથી. પ્રાર્થના કરો અને દેવ સાંભળે છે તથા પ્રત્યુત્તર આપે છે એ તમને જણાશે. દેવ સાથેની મૈત્રિમાં વૃદ્ધિ કરતું જીવન એ પ્રાર્થના છે. આપણી જાતની મૈત્રિ કે જેમ જેમ આપણે તેને ઓળખીએ છીએ તેમ તેમ આપણે તેની (દેવ) સાથે ઓળખાણમાં અને પ્રાર્થનાદ્વારા તેને જાણવામાં તથા તેના ચારિત્ર્યનો અભ્યાસ કરવામાં જેમ વખત ગાળીએ તેમ આપણે તેને ઓળખી શકીએ.

જીવનનો, ઉદ્ગાર સેવા.

જેમ દૈહિક જીવનને ખોરાકની જરૂર, તથા તેની વૃદ્ધિ અર્થે હવા અને કસરત જરૂરનાં છે, એમ આત્માને પણ આ ત્રણ બાબત જરૂરની છે. દેવ અને માણસની સેવા અર્થે કામ કરવું એ વ્યાયામ છે આપણે વાંચીએ છીએ કે "ઇસુ ભલું કરતો ફર્યો." તેનું સમગ્રજીવન સેવામાંજ રેડાયું હતું. સકર્મક અને અકર્મક, અંદર વહેતું અને ઉભરાતું, આપવું અને પામવું, પ્રત્યક્ષ અને નિષેધ એવાં બે બિંદુ નિયમિત જીવનનાં હોવાં જોઇએ, દેવ સાથે મેળાપમાં અને માણસોની સેવા કરવા માટે, જો તમે ચારિત્ર્યબળમાં વધવા ઇચ્છતા હો તો તમારૂં જીવન એની મેળે સેવા કરવામાં દેખાઈ આવવું જોઇએ. સ્વાર્થીસ જીવન ચીમળાય છે ને ક્ષય પામે છે."

સેવાનાં બે રૂપ છેઃ વ્યકિતવાચક અને સંવ્યવહારવાચક. પહેલું તે તમારા સાથીઓ અને વ્યકિતવાચકને મદદ કર્તા છે અને તમે રોજ દેવની સમીપતાથી જે નવું સત્ય અને જીવન પામ્યા તેનો ભાગ તેમને મળે છે. એક માણસ પોતાનાજ ભલાને માટે આશીર્વાદ મેળવવાનું શોધે છે એટલે કેવળ પોતાનોજ આત્મા બચાવવા, અથવા પોતાના મનને લગતી મઝા (શોધે), એ દુઃખદ ભૂલ છે. જીવનમાં સત્યભાષાંતર કરવું એ આપણી ફરજ છે, જ્યારે આપણને કંઈ નવું સત્ય મળે તો બીજાઓ તેના ભાગીદાર બને તે સારૂ રહેવા દેવું જોઈએ. આ કંઈ અસ્વાભાવિક નથી, પણ એ જીવનની પોતાની અનિવાર્ય (અટકાવી શકાય નહિ એવી) રીત કે પદ્ધતિ છે. જો તમે એક મિનિટ વિચારો તો તમને માલમ પડશે કે સર્વ વિજ્ઞાન અને મનુષ્ય જાતની ઉન્નતિ (વૃદ્ધિ) અન્યને હિસ્સો આપવો એમાંજ સાર્વજનિક સિદ્ધાંતો તથા તત્વોનો પાયો રચાયો છે. નવા સત્યની કિંમત વ્યકિવાચક સાક્ષી મારફતેજ માણસોની ઓળખાણમાં લવાય છે. જ્યારે આપણે એક સારી ચોપડી અથવા શિક્ષક, કે પદ્ધતિ. કે માણસને શોધી કાઢીએ છીએ ત્યારે આપણે તે ઓળખાવવા તથા મિત્રોને સિફારસ કરવા આનાકાની કરતા નથી. પોતાના જીવનના શુભવર્તમાન જણાવવા આપણે છાતી ન ચલાવીએ એવા બીરૂ (નામર્દ) આપણે બનવું ન જોઇએ. ભુલશે

જ્યારે પ્રકાશ પ્રાપ્ત થયો કે તત્ક્ષણ, તેણે જે શિષ્યોને જીત્યા હતા તેમને હિસ્સો આપ્યો, એક પછી એક, અને અદ્યાપિપર્યંત બૌદ્ધ ધર્મ એશિયા ખંડમાં પ્રસરેલો છે. પાંચ શિષ્યોની જીતદ્વારા મહમદે પોતાનું કાર્ય કર્યું, એક પછી એક, પરન્તુ હાલ પૌરસ્ત્યમાં તેમજ આફ્રિકામાં તેના અનુયાયીઓ દ્રષ્ટિગોચર થાય છે. ઈસુએ પોતાનું દુનિયાઇ રાજ્ય જાહેર ભાષણોથી, ઉપદેશથી કે ચમત્કારથી શરૂ કર્યું નથી. પણ પાંચ માણસોને જીતીને; એક પછી એક, અને પાછળથી બાર શિષ્યોને તેડવાથી એ માટે કે તેઓ તેની સાથે રહે, કે તે તેમને મોકલે અને દેવના શુભસમાચાર તથા તેમના અનુભવનું નવું જીવન તેના બીજાઓને ભાગીદાર બનાવે. જો તમે કંઈ નવું સત્ય શોધો તો બીજાઓને પણ ભાગ આપો. "જે મારાં વચનો અને મારાથી શરમાય છે, તેનાથી હું પણ શરમાઈશ"

સામાજિક સેવા એ ઉત્સાહ કે કસરતનું બીજું સ્વરૂપ છે, જ્યારે ઇસુએ એક તરૂણ માણસ પેઠે શરૂઆત કરી, ત્યારે તેના પ્રથમ ઉપદેશમાં બધાને સંદેશો મળે એવો પોકાર કર્યો. લુક:. ૪: ૧૮માં તે કહે છે કે: પ્રભુનો આત્મા મારા પર છે, અને અબળોને સુવાર્તા પ્રકટ કરવા તેણે મને અભિષિકત કર્યો છે: બંદીવાનોને છુટકાનો પોકાર કરવા માટે તેણે મને મોકલ્યો છે, અને આંધળાઓને દ્રષ્ટિ આપવા સારૂ, તથા જેઓ (પગ તળે)

બંધાઈ ગએલા તેમને છોડાવવા સારૂ, અને પ્રભુનું માન્ય વર્ષ પ્રકટ કરવા સારૂ (મોકલ્યો છે.) અબળોને આ શુભ સમાચાર ગતિદર્શક કે વિદ્યુતમય સંદેશો હતો; ગુલામીમાં જકડાએલાઓને મુકત કરવા, અજ્ઞાનોને ઉત્તેજીત કે પ્રકાશમાં લાવવા, માંદાં અને પીડિતને સાજાં તથા મદદ કરવા, અને પાપીઓને તારણ આપવા માટે. હિંદની ગરીબાઇમાં તેની સેવા કરવા તે હાલ આપણને આમંત્રણ કરે છે, ભૂખ, દુકાળ અને અગત્ય, તથા ન્યાયકરણ એ આપણા સાથી માણસોની સેવા આપણે કેવી રીતે કરીએ છીએ તે આપણા જીવનનો પાયો અને વર્તણુકની કસોટી એની ઉપર રચાયાં છે. (૧)

---

માત્થી ૨૫: ૩૫–૪૦ માં તે કહે છે કે: "કેમ કે હું ભૂખ્યો હતો, ત્યારે તમે મને ખાવાનું આપ્યું; હું તરસ્યો હતો, ત્યારે તમે મને પાણી પાયું; હું પારકો હતો, ત્યારે તમે મને પરોણો રાખ્યો: હું નાગો હતો, ત્યારે તમે મને વસ્ત્ર પહેરાવ્યાં; હું માંદો હતો, ત્યારે તમે મને જોવા આવ્યા: હું કેદમાં હતો, ત્યારે તમે મારી પાસે આવ્યા. ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર દેતાં કહેશે કે, પ્રભુ ક્યારે અમે તને ભૂખ્યો દેખીને ખવાડયું; અથવા તરસ્યો દેખીને પાણી પાયું ? અને ક્યારે અમે તને પારકો દેખીને પરોણો રાખ્યો, અથવા નાગો દેખીને વસ્ત્ર પહેરાવ્યાં ? અને ક્યારે અમે તને માંદો અથવા

કેદમાં જોઇને તારી પાસે આવ્યા ? ત્યારે રાજા ઉત્તર દેતાં તેઓને કહેશે, હું તમને ખચિત કહું છું કે આ મારા ભાઇઓમાંના બહુ નાનાઓમાંથી એકને તમે તે કીધું એટલે મને કીધું." સૌથી નીચ અને અસ્પૃશ્ય જાત (જે) દુષ્કાળ વેઠનાર તથા અતિશય ગરીબ છે તેમની સાથે તે (દેવ) એ કરવાનું બતાવે છે, અને આપણા દેશને ખાતર આપણને લૌકિક સેવા કરવા તે તેડે છે.

ઇસુ આપણને શખ્શની વ્યકિતવાચક અને લૌકિક એ બન્ને સેવા કરવાનું કહે છે-ફરમાવે છે. રાષ્ટ્ર (પ્રજા)

---

લૌકિક સેવા બજાવવાનો અમે એ અર્થ કરીએ છીએ કે સમાજ યા વૃન્દનો એટલે મનુષ્ય જાતની કંગાલીયતનો અભ્યાસ કરવો, તેને શાંતિ (આરામ) આપવા, તથા તેને દૂર કરવા (ખસેડવા માટે.) અમારી સેવા ત્રણ પાયા પર રચાઇ છેઃ (૧) શખ્શની અનંત અને અમૂલ્ય કિંમત (૨) મનુષ્યોનું બંધુત્વ. આપણે જ્ઞાતિ અથવા અભિમાનમાં વિખુટા કે વિભાગીત ન હોઇએ, પરન્તુ પ્રેમની સેવામાં જોડાવું જોઇએ. (૩) વ્યકિતવાચક જવાબદારી. "શું હું મારા ભાઇનો રક્ષક (રખેવાળ) છું." કમજોરનો બોજો જે બળવાન છે તેણે ઉંચકવોજ જોઇએ, ધનિકોએ ગરીબનો બોજ ઉંચકવો જોઈએ, વારસદારે બીનવારસદારને આપવું જોઇએ. અને શિક્ષિતે અશિક્ષિતને શીખવવું જોઇએ.

અને મનુષ્યજાતિ (ની પણ) જીવનના ગતિદર્શક મધ્યબિંદુથી માંડીને તેના સુદૂર ચક્ર અને વિસ્તૃત મર્યાદા પર્યંત આ તેની (ઇસુની કહેલી) સેવા પહોંચે છે, તે આત્મિકમાં, નૈતિકમાં, બુદ્ધિમાં, રાજ્યપ્રકરણમાં, લૌકિક તથા માણસોના ઘરવટ જીવન પર્યંત પણ પહોંચે છે(લાગુ પડે છે.)

સમાપન.

શરૂઆતમાં દેવને શોધવામાં ત્રણ મોટી અડચણો એ આપણને માલમ પડે છેઃ આપમતલબી ઈચ્છા, પાપ અને પોતે બાંધેલો ભૂલભરેલો વિચાર. સૌથી પ્રથમ આ બાબતમાં તત્પર થવાને શું તમે વિચાર કર્યો છે, હરેક પ્રકારનાં જાણીતાં પાપ પોતાના જીવનમાંથી છોડી દેવા, દેવની મદદથી કોશીશ કરવા, નિખાલસ દીલ અને પ્રામાણિક અંતઃકરણથી દેવ પાસેથી જે કંઈ નવું સત્ય તમને મળે તે શોધવા શું તમે ખુશી છો ?

૨. દેવ ભણી બારોબાર આપણને લઇ જાય છે તે બીજાં ત્રણ પગથીઆં પણ આપણને મળી આવે છે.

---

૨. જેઓ સામાજિક સેવા બજાવવા ઇચ્છે છે તેમણે શું કરવું તથા તેનો અભ્યાસ ઇચ્છનારે હાથનું પુસ્તક " સોશીઅલ સ્ટડી, સર્વિસ એન્ડ એક્ઝિબીટ, " કર્તા ડી. જે ફ્લેમીંગ, એસોસિએશન પ્રેસ, ૫, રસેલ સ્ટ્રીટ; કલકત્તાઃ કિંમત ૧૦ આના અને સોશીઅલ સર્વિસ માટે સૂચનાઓ–કિંમત ૦–૨–૦ નો આશ્રય લેવો.

અને આ બધી બાબતોમાં મુખ્ય છે. (૧) તમારા પૂરા હૃદયથી દેવ પર પ્રેમ કરો અને વિશ્વાસ કરો કે તે, પ્રેમી બાપ પેઠે, જો તમે હાલ પસ્તાનાર અને ફરીજનાર (તદ્દન નવો થનાર) છોકરાની પેઠે ફરો તો તે તમને સંઘરશે સ્વીકારશે, એમ કહેતાં કે, “ મેં પાપ કર્યું છે; મને તારૂં બાળક બનાવ.” (૨) ભવિષ્ય પર્યંત સદા આજ્ઞાંકિતપણામાં તમારા વહેમ તજી દઇને, દેવની ઇચ્છા મુજબ ઠરાવ કરીને, એટલે કે, જેમ તમે જુઓ છો તેમ વાસ્તવિક રીતે ખરૂં કરવા, અને સત્ય જાણવા તેની પાછળ ચાલવા. (૩)ઇસુનાં વચન સાંભળી, દેવ પર વિશ્વાસ રાખતાં તમારા પૂરા અંતઃકરણથી, તમારૂં જીવન તેને સોંપો, કારણ કે ‘ જે તેના પર (ઇસુ) વિશ્વાસ કરે છે તેને અનંતજીવન છે, તે મરણમાંથી નીકળી જીવનમાં આવ્યો છે.” હવેથી દેવના છોકરા પેઠે રહો અને તમારા બાપ પર વિશ્વાસ રાખો. (૩) આ નવા જીવનમાં વૃદ્ધિ કરવાની બીજી ત્રણ શરતો આપણને મળે છે. (૧) દેવનાં વચનોનો અભ્યાસ કરવો અને જેમ તમારા આત્માના ખોરાક માટે તેમ સત્ય પર ખોરાકનો આધાર છે (૨) પ્રાર્થનામાં શ્વાસ લેવો એટલે આત્મિક જીવનનો શ્વાસોચ્છ્વાસ લેવો. (૩) માણસો અને દેવની સેવા અર્થે કામ કરવું, કે દેવના બાળકના જીવનની ખીલવટ કરતા, કે જેમાં કસરતનો ફિકમાર સમાવેશિત છે.

જો તમે નિખાલસ મનથી ને પ્રામાણિક અંતઃકરણથી આ બાબતો કરશો, તો દેવને શોધવાની શરૂઆત તમે કરશો.

**વ્યકિતવાચક સાક્ષી**

"દેવને કેવી રીતે શોધવો" એ સામાન્ય રચના તરફ અત્યાર સુધી અમે કહ્યું. લેખકે પોતે દેવને કેવી રીતે શોધ્યો એ વ્યકિતવાચક સાક્ષી શું તે લખે એવી તમારી ઇચ્છા છે? જે ત્રણ અડચણો મેં જણાવી છે એથી હું પાછો પડયો હતો એમ મને જણાયું. સ્વાર્થી બે પરવાએ મને દીર્ઘકાળથી દૂર રાખ્યો, મારા પોતાના જીવનમાં પાપ પણ મને બાધક હતું, અને એમજ મારો વગર વિચારેલો સ્વીકાર્ય ગણેલો ભુલભરેલો વિચાર પણ; તો પણ છેવટે દેવને માટે મારૂં અંતઃકરણ અતિશય ક્ષુધિત હતું. એવો પ્રસંગ આવ્યો કે મેં મારી જાતે દેવને શોધવાની આ ત્રણ શરતો પૂર્ણ કરી. મારાં પાપની

---

દેવને શોધવામાં જો તમે પાછળ ચાલવા ઇચ્છતાહો, તો આ બીજા પાછળના નવા કરારના અધ્યાય વાંચો:

લુક ૭ મદદ કર્તા મિત્ર.

યોહા. ૩ નવું જીવન.

યોહા ૪. બદલાણ પામેલું જીવન.

યોહા. ૧૪ જીવનનો રસ્તો.

યોહા ૧૫ (દેવમાં) રહેવાનું તથા વધવાનું રહસ્ય.

માત્થી ૧૦. નિડર વિશ્વાસની અગત્યતા.

કબુલત અને પસ્તાવા સહિત હું દેવ ભણી ફર્યો. મેં દેવની આજ્ઞા માનવા તથા મારા પિતા તરીકે તેના પર વિશ્વાસ કરવાનો યત્ન મેં શરૂ કર્યો. દરરોજ દેવનાં વચનો અને તેના સત્ય પર ખોરાકનો આધાર રાખી મેં શોધવાનું તથા વધવાનું જારી રાખ્યું. મેં વિશેષ આતુરતાથી પ્રાર્થના કરવાનું શરૂ કર્યું અને પ્રાર્થના એ અધિક અધિક મારા જીવનનો શ્વાસ બન્યો. હજી હું કૉલેજમાં હતો એટલામાંજ, બીજાઓને મદદ કરવાનું તથા સેવા કરવાનું અને સાક્ષ સ્વરૂપમાં યત્ન કરવા મેં શરૂ કર્યું. તો પણ હજી સુધી મને શાંતિ તથા મારાં પોતાનાં પરિક્ષણો ઉપર પૂરેપુરો વિજય મને પ્રાપ્ત ન થયો.

એક દિવસે, નાહિંમતવાન થયો અને મને હૃદયની બિમારી લાગી, મેં દેવને જોરથી હાંક મારી કે મારી ભૂલનું કારણ તે મને દર્શાવે, અને એક વાણી મને એમ કહેતાં સંભળાઈ કે, “ આ પાણીમાંનું જો કોઈ પીએ તો તેને ફરી તરસ લાગશે, પણ જે પાણી હું આપીશ તેમાંનું જો કોઇ પીએ તો તેને ફરી તરસ લાગશે નહિ, પણ જે પાણી હું આપીશ તે તેનામાં ઝરો થશે કે જે અનંતજીવન સુધી ઝર્યાં કરશે. ” મેં જે સાંભળ્યું તે ઈસુનો સાદ હતો. તે વ્યક્તિવાચક રીતે મને બોલતો જણાયો, જો કે એ વચનો તો કુવા પરની એક પાપણી સ્ત્રીને ૧૯ સૈકા પૂર્વે કહ્યાં હતાં. (યોહા ૪:૧૪) એ સવારે

મેં તેને તેના વચનથી ગ્રહણ કર્યો, અને જીવનનું પાણી પીવાનું શરૂ કર્યું; એટલે કે જીવતા ખ્રિસ્તની વ્યક્તિવાચક સંગત મારફતે દેવ સંબંધી મારા જીવનમાં જીવનનો અનુભવ કરવો. મેં તેને મારો હંમેશ (જાથુનો) સોબતી કર્યો, અને મારો શ્રેષ્ઠ મિત્ર તેના વચનોનો મેં અભ્યાસ કર્યો, તેના નમુના પ્રમાણે ચાલવા મેં યત્ન કર્યો, તેનું શિક્ષણ સમજવા, અને તેના જીવનનો ભાગીદાર થવા. યોહા. ૧૫: ૧-૧૦ નો મેં અભ્યાસ કર્યો, હું તેનામાં કેવી રીતે જીવું તથા રહી શકું તે શોધવા માટે, જેવી રીતે ડાળી દ્રાક્ષવેલામાં રહે છે તેમ. હવે મને જીવનની વૃદ્ધિની ત્રણ સાદી શરતોની પૂરી સમજણ પડી છે કે તેના વચનનો રોજ અભ્યાસ કરવો, પ્રાર્થનામાં દેવ સાથે સંગત રાખવી, અને મારા સાથી માણસો અર્થે રોજની સેવા બજાવવી.

એ ૧૮૯૭ની સાલ હતી, વીસ વર્ષ કરતાં વધારે વર્ષ પર, ઈસુએ આ વચનો મને કહ્યાં, અને આ વર્ષો દર્મિયાન તેણે પોતાનું વચન પાળ્યું છે. હું તેને વારંવાર નિષ્ફળ નિવડયો, પણ તે મને કદી પણ નિષ્ફળ નિવડયો નથી. હું કેટલીક વાર પડી ગયો, મેં પાપ કર્યું, પણ તે વિશ્વાસુજ રહ્યો અને પોતાનું વચન પાળ્યું. તેણે કહ્યું કે જે કોઇ પીએ અને પીવાનું ચાલુજ રાખે તે ફરી તૃષિત થતો નથી, અને વીસ વર્ષ સુધી હજી સુધી એક

પણ દીવસ અરે એક કલાક કે ક્ષણપણ અનુત્તેજક, વા અંધકાર, કે જીવનમાં શકનાં વર્ષો આવ્યાં નથી ઇસુ ખ્રિસ્તની માર્ફતે દેવને મેં શોધ્યો. તેમને દેવ પાસે લાવ્યો અને તે મને દેવ પ્રત્યે લાવ્યો. તે મારો તારનાર થયો છે, મારો મિત્ર અને મારો ધણી (શેઠ,) તેની મારફતે અને કેવળ તેનીજ (ઇસુની) માર્ફતે મને દેવની પ્રાપ્તિ થઇ. ગુંચવાડા ભર્યાં ઘણાં વર્ષોથી હું ભટકતો—રખડતો બીજી હરેક રીતે યત્ન કરતો, પણ છેવટે તેનામાં મને દેવની પ્રાપ્તિ થઈ. દેવમાં મને રાહત મળી, પરિક્ષણો પર મને વિજય પ્રાપ્તિ થઈ, મારા સાથી માણસોની સેવા બજાવવા માટે મને બળ પ્રાપ્ત થયું.

આ રસ્તો છે કે જેથી મને દેવની પ્રાપ્તિ થઇ અને તેથી તમે પણ, મારા બંધુ, તેને શોધી શકો છો. મારી સાથે મારા એક બે મિત્રોને પણ તેમની વ્યક્તિ-વાચક સાક્ષી ઉમેરવા મેં પૂછયું. તે હરેકને એક પ્રશ્ન પૂછતાં મેં લખ્યું કેઃ “ દેવને કેવી રીતે શોધવો એ વિષે તરૂણ માણસો માટે હું લખું છું તો તમે તેને કેવી રીતે પ્રાપ્ત કર્યો તે મને કહેશો ? આપણે જે જાણવા ઇચ્છીએ છીએ તે આ છે. ”

મિ૦ સ્ટેન્લી જોન્સે દેવને કેવી રીતે શોધ્યો તે સંબંધી તે નીચે મુજબ જણાવે છેઃ

“ અરાઢ વર્ષથી પણ વધારે દેવ રક્ષિતનું વ્યવહારોપયોગી

જીવન હું ગાળતો હતો. ધાર્મિક ટેવો મારા બચપણથીજ હતી, પણ તેમાં કંઈ સત્ય કે વાસ્તવિકતા નહોતાં, દેવ એ એક નામ છે, ધાર્મિક સેવાએ મારા પર કંઇપણ સંસ્કાર પાડયા નહોતા, જ્યારે હું મુશ્કેલીમાં આવી પડું ત્યારે પ્રાર્થના આપો-આપ-એની મેળે વારંવાર આવતી, પરન્તુ તેમાં કંઇ ખરી બાબત નહોતી. હું શાસ્ત્ર કદી વાંચતો નહોતો જ્યારે ધર્મથી મારામાં કંઈ સંસ્કાર પડ્યા નહિ, ત્યારે મારામાં નૈતિક જીવનની ટેવો બંધાઇ, ટેવો એ મને પાપમાં ઉંડો અને ઉંડો લઈજતી હતી: અહીં હું ધાર્મિક બળરહિત અને ટેવો એ મારામાં વધારે અને વધારે સજ્જડ રીતે બેસતી હતી.

અરાઢ વર્ષની ઉંમરે મેં એક માણસને મારા જીવન પર ઉંડો સંસ્કાર પાડતો સાંભળ્યો. તે વાસ્તવિક હોવાનું જણાયું, જ્યારે દેવ વિષે તેણે કહ્યું ત્યારે મને તે સંબંધી લાગણી થઈ, જ્યારે તેણે પાપ વિષે વાત કરી ત્યારે મને તે લાગી આવ્યું. મારૂં સર્વ જીવન નિરાધાર અને ખોટું છે એ મને સમજાયું. એક રાત્રે વકતાએ જ્યારે પૂછયું કે જેઓ દેવ ભણી ફેરવાએલા ખ્રિસ્તીઓ છે તે ઉભા થાઓ, હું તેમ કરી શકયો નહિ તેમ ઉભો પણ થઈ શકયો નહિ. મારી આસપાસ લોકો ઉભા થયા, પણ હું હજીએ બેઠોજ હતો. હું નિરાધાર અને અંધારામાં ગોથાં ખાનાર હતો.

ત્રીજી રાત આવી. જયાંસુધી હું તેને શોધી ન કાઢું

ત્યાંસુધી મારે તેને શોધવો એવો નિર્ણય મેં કર્યો. સભામાંથી હું ઘેર ગયો, મારી ઓરડીમાં હું દેવને ઘુંટણે પડયો અને કહ્યું કે દેવ આજ રાત્રે મને બચાવ. જ્યારે મેં આ સાદી પ્રાર્થના કરી ત્યારે મારા હૃદયમાં અજવાળાનું કિરણ મને પ્રકાશતું જણાયું. હું આશાભેર ઉઠયો કે તેજ રાત્રે તેણે મને બચાવ્યો છે. હું અક્ષરસઃ કે શબ્દે શબ્દ લઇને મારા આનંદને દબાવતાં સભા તરફ દોડયો. હું સીધો આગલી બેઠકે ગયો. સભા પછી પ્રાર્થનામાં હું એક શોધકની માફક ઘુંટણે પડયો. મને ખાતરી હતી કે જેમ તેણે મને વચન આપ્યું હતું તેમ તે મને બચાવશે. મારા અંતઃકરણમાં દેવના અસ્તિત્વનું ઉભરાઇ જતું જ્ઞાન આવવાથી મેં મારાં ઘુંટણ પણ ભાગ્યેજ વાળ્યાં હતાં. મારા હૃદયનો બોજ જતો રહ્યો છે, મને માફી મળી છે એમ મને જણાયું, ઘણે દૂરથી દેવ મને ઘણો કોમળ, અને ઘણોજ પાસે જણાયો. મારા હર્ષમાં હું મોટેથી બોલ્યો કે, “ મને તે મળ્યું છે, મને તે જડયું છે. ” શું એ એકાએક સ્ફુરી આવતી લાગણી હતી ? સત્તર વર્ષ પસાર થયા છતાં પણ એજ ક્ષણથી જીવન જુદુંજ થયું છે. એ પળ પહેલાં હાર અને પાપ રહેતાં હતાં, જીવન પણ સ્વાર્થી અને અસ્વસ્થ હતું. અગાઉ હું કાબુ રાખી શકતો નહોતો પણ એ ક્ષણથી પાપ ઉપર વિજય મળ્યો છે, આત્માની શાંતિ પણ, અને મારે વાસ્તે જીવનનું કેન્દ્ર એ ખ્રિસ્ત છે.

મારા નવા શોધેલા આનંદમાં હું મોટેથી બોલ્યો કે

" મને તે મળ્યું છે. " હવે વધારે વિચારભર્યાં અને ગંભિરવર્ષોમાં હું એમ કહેતો નહિ કે, "મને તે મળ્યું છે. " હવે મેં જે પ્રાપ્ત કર્યું તે લાગણી નહોતી, નહિ કે "તે" નાન્યતર જાતિના સ્વરૂપમાં પણ મેં જે શોધ્યું " તે"............ નરજાતિ .. ....મારો પ્રભુ અને મારો દેવ. આ વર્ષો તેની સાથેની સંગતમાં આશીર્વાદોમાં ગંભિર, -ઉંડાં, અને જીવન આનંદી થયું છે, હા એકગીત, અને એવા (બન્યું છે.)

"હું તેનાં પ્રકટપણાનાં વચનો ભાગ્યેજ ગ્રહણ કરૂં છું
હું તેને ભાગ્યેજ સાંભળું છું, ઝાંખી રીતે સમજું છું
ફક્ત મારી અંદર અવાજ કરતું પરાક્રમ તે છે
મારા હોઠોએ વસે છે તથા મારા હાથને ઈસારો કરે છે.
પરમ ઉંચાનો આત્મા જે કોઇને જણાયો છે.
ન બીક ન શક કે નહિ ગભરાટ તેને રહેશે.
હા. એકી અવાજે, ઓ પૃથ્વી, જો કે તું નકારે છે,
માટે હું આ ઉપર છું, તું તે બાજુએ ઉભી રહે. "

લેખકે અલ્લાહા-સુંદરામ તેણે કેવી રીતે દેવને શોધ્યો તે પૂછ્યું તે સંબંધમાં તે આ પ્રમાણે લખે છે કે; હું જે ખાસ જુના વિચારને વળગી રહે એવા ચુસ્ત હિંદુ બાપનો છોકરો છું. તે એક જુના વિચારને વળગી રહેનારો કેવળ હિંદુજ નહોતો, પણ તામિલ ભાષામાં ખ્રિસ્તી વિરૂદ્ધની એક પ્રસિદ્ધ ચોપડીનો તે ગ્રંથકાર હતો. (તે કહે છે કે) જ્યારે હું છોકરો હતો ત્યારે ખ્રિસ્તને ધિક્કારતો હતો. શાસ્ત્રને હું ધિક્કારતો હતો. તેમજ ખ્રિસ્તીઓને પણ હું

ચહાતો નહિ. હું વિચાર કરતો હતો કે પ્રત્યેક સ્વદેશાભિમાની હિંદુએ ખ્રિસ્તી ધર્મ હિંદના કિનારા પરથી હાંકી કાઢવામાં આવે તેને અર્થે જેટલું બને તેટલું કરવું જોઇએ. તામીલ ભાષામાં ખ્રિસ્ત વિરૂદ્ધ મેં કેટલાંક ચરણો બનાવ્યાં. ઇસુ વિષે હું કંઇપણ જાણતો નહોતો ત્યારે મેં આ બધું કર્યું. મારી અંગ્રેજી કેળવણી અર્થે મારા બાપે મને એક ખ્રિસ્તી સંસ્થામાં મોકલ્યો. તે તેના પુત્રના હિંદુ ધર્મના વિશ્વાસથી બિહીવામાં પાકી ખાતરી અને દ્રઢ વિશ્વાસ નહોતો એટલે કે તેનો પુત્ર કો કાળે પણ ખ્રિસ્તી થાય એમ તે ધારતો પણ નહિ. પણ જેમ તે ધારતો હતો, તેજ બન્યું. અને તે આ પ્રમાણે:—

" જ્યારે પ્રથમજ મેં સુવાર્તા વાંચી ત્યારે (ઇસુ), મને એક વાસ્તવિક મહાત્મા જણાયો. ત્યારપછી મેં વિચાર કર્યો કે તે શંકર અથવા રામાનુજ જેવો કોઇ એક ગુરૂ છે. તેનું શિક્ષણ, મુખ્યત્વે કરીને પહાડપરનું અને દ્રષ્ટાંતો, એ (કંઇક વિશેષ છે) એમ મને લાગ્યું. હું તેમ કરી શકયો તો નહિ પણ તેને વખાણવા લાગ્યો. ત્યાર પછી તે માણસ જાતે, પુરૂષોત્તમ અથવા તે કરતાં વધારે હોય એવો મનોભાવગત પુરૂષ મને જણાયો. હું ખ્રિસ્તીઓના સિદ્ધાંત સંબંધી અત્યાર સુધી થોડુંજ જાણતો હતો અને તેની પરવા પણ કંઇજ કરતો નહિ. પણ મારા મગજમાંથી ઇસુ જે માણસ તેને તથા તેના શિક્ષણને હું છોડી શકયો નહિ. જેમ હું જાથુ સુવાર્તા વાંચતો અને ધ્યાન ધરતો તેમ, મને માલમ પડયું કે ઇસુ માત્ર માણસ

નહોતો કે જે ૧૮ એકાં પર થઈ ગયો, પણ જેનામાં જીવનનું પોતાપણું—જેનાથી જીવન જુદું થઇ શકે નહિ એવો તે છે. જેમ મિત્ર મિત્ર સાથે તેમ હું તેની સાથે મનનો ખુલાસો (સમાધાન) કરી શકું. ત્યારપછી મારા પર પહો ફાટવા લાગ્યો કે આ ઈસુ મનુષ્યજાતિ કરતાં પણ કંઇ વધારે—અગોચર—(જેને ઇંદ્રિયો દ્વારા પહોંચી વળાય નહિ) તેવો તે છે. આખરે સીમોન પીતરની સાથે મેં વિશ્વાસ કર્યો કે તે જીવતા દેવના પુત્ર કરતાં કંઇ ઓછો નથી. મારો હૃદયનો ભાવ મને ઘણાં પાપોનો તહોમતદાર ઠરાવતો; મારા હિંદુ ધર્મમાં પણ મને શિખવવામાં આવ્યું હતું કે હું પાપી છું—મને દેવની ક્ષમાની અગત્ય છે એમ લાગ્યું. મારા પાપનો છુટકો (મુકિત) ઇસુમાં મને મળ્યાં છે. મને લાગ્યું કે મારે શુદ્ધ થવાની જરૂર છે. ઈસુ ખ્રિસ્તે મને શુદ્ધ કર્યો છે. આ દુનિયામાં હું મને પોતાને એકલોજ લાગતો, પણ ઇસુ જે મને મિત્ર મળ્યો છે તે હંમેશાં મારી સાથે છે. મને લાગ્યું કે હું અશકત છું, અને ઇસુ મને જાથુ બળવાન કરે છે. મને જણાયું કે કુદરતથીજ હું ભીરૂ છું, હું જે જાણું છું કે તે ખરૂં છે તે કરવા પુરતો પણ હું બહાદુર નથી; પરન્તુ હિંમત જેની મને અગત્ય છે તે ખ્રિસ્ત મને બક્ષે છે. હું કેટલા બધા લાંબા વખતથી જોઇ રહ્યો છું કે મારા હિંદુસ્તાનના સાથીઓ ઇસુને ઓળખે, જેમ હું તેની ઓળખાણમાં આવ્યો છું તેમ."

―

# શુદ્ધિ પત્ર.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧ | લેખોને | લેખોનો |
| ,, | ૩ | દેવને | દેવને |
| ,, | ૧૭ | ઍનિઝમ | એનિમીઝમ |
| ૬ | ૧૨ | ઉપનીષદની | ઉપનિષદની |
| ૭ | ૨ | રિતીનાં | રિતીના |
| ,, | ૧૫ | ઉદ્ભવે છે. | ઉદ્ભવે છે. |
| ૯ | ૮ | નહી | નહિ |
| ,, | ૧૪ | તદ્દન | તદ્દન |
| ૧૦ | ૧૦ | સમાન્ય | સામાન્ય |
| ,, | ૧૧ | મિલકત-થાપણ છે | મિલકત-થાપણ છે |
| ૧૨ | ૬ | કૃતજ્ઞ આભારી છીએ | કૃતજ્ઞ—આભારી |
| ,, | ૭ | પૂર્વજ આપદાદા | પૂર્વજ—બાપદાદા |
| ૧૩ | ૩ | વહેમનુ | વહેમનું |
| ,, | ૧૮ | ત્યારે. | ત્યારે, |
| ,, | ૧૯ | પાસ્ટચુરે | પાસ્ટ્યુરે |
| ,, | ૨૧ | પરાપુર્વથી | પરાપૂર્વથી |
| ૧૪ | ૧ | બલીરાક્ષસ | બલી-રાક્ષસ |
| ,, | ૫ | વધીએ, | વધીએ છીએ. |
| ,, | ૬ | ખેતીઆતુ, | ખેતીઆતું, |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ૬ | પોતાને | પોતાએ |
| ,, | ૧૦ | કોંઇ | કોઇ |
| ૧૬ | ૧૪ | સાથે | સાથે |
| ૧૮ | ૧૮ | અનુભવદ્વારા | અનુભવદ્વારા |
| ૨૧ | ૨૧ | પગથીઉ | પગથીઉં |
| ૨૨ | ૧ | પ્રીતી | પ્રીતિ |
| ૨૩ | ૧૬ | દુનીયા | દુનિયા |
| ૨૪ | ૫ | તેઉલું | તેટલું |
| ૨૬ | ૨૦ | પાંચ રમેલ | ૫ રમેલ |
| ,, | ૨૧ | પ્રેશ | પ્રેમ |
| ૨૭ | ૪ | નણ | ત્રણ |
| ,, | ૭ | જારી | જાણી |
| ૨૭ | ૧૫ | શાક | શાક |
| ,, | ૧૭ | તેસ | તેમ |
| ,, | ૧૯ | પન | પણ |
| ૨૮ | ૧ | માણસોને | માણસોની |
| ૩૧ | ૧૦ | નઝારેથનો | નાઝરેથનો |
| ,, | ૧૨ | તેમણે | તેમને |
| ,, | ૧૮ | ટકાવવાં | ટકાવવા |
| ૩૫ | ૨ | સમજવામાં | સમજમાં |
| ૪૦ | ૧૪ | કોણ | પણ |
| ૪૨ | ૧૦ | સાફ | સાફ |
| ૫૫ | ૯ | વિશ્વાસ નહોતો | વિશ્વાસનો હતો |